જૈની જગતની

# રસ કુંપીકા




શાહ વીરચંદ લાલચંદ

ઠે. આરકોટ દાસ ધુળીઆ.

શ્રી જૈન ધર્મો જયતિ

મણકો ૭ મો

# રસ કુંપીકા

ખામેમિ સવ્વજીવે, સવ્વે જીવા ખમંતુ મે,
મિત્તિ મે સવ્વ ભૂએસુ, વેરં મજ્ઝ ન કેણઈ.

શિવ મસ્તુ સર્વ જગતઃ પરહિત નિરતા ભવન્તુ ભૂતગણાઃ
દોષા પ્રયાન્તુ નાશં સર્વત્ર સુખી ભવતુ લોકઃ ॥


સંશોધન કરી છપાવી પ્રસિદ્ધ કર્ત્તાઃ—

શાહ વીરચંદ લાલચંદ

રે. આટકોટ હાલ હુબલીઆ.

O. T.



સંવત્ ૧૯૮૭ પ્રત ૧૦૦૦

મૂલ્યઃ—સદ્ઉપયોગ



આ પુસ્તક ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીના સરસ્વતી પ્રી. પ્રેસમાં જોષી ભાઇલાલ ચુનીલાલે છાપ્યું, અને વીરચંદ લાલચંદ શાહે ધુળીઆમાંથી પ્રગટ કર્યું.



# રસ કુંપીકા

પરમપૂજ્ય સ્વર્ગસ્થ પીતાશ્રી લાલચંદ ટોકરસી તથા સ્વર્ગસ્થ માતુશ્રી જીવીબાઇ ઉર્ફે કસ્તુરબાઇના પુન્યાર્થે આ રસ કુંપીકા પ્રસિદ્ધ કરી સહુ ઉપયોગ માટે ભેટ.

વીરચંદ લાલચંદ શાહ

# આભાર

શ્રી પંચમહાવ્રતના પાલનહાર, પાંચ સુમતિએ સુમતા, ત્રણ ગુપ્તિએ ગુપ્તા, છકાયના પીયર, છકાયના નાથ, સાત ભયના ટાળણહાર, આઠ મદના ગાળણહાર, નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલણહાર, દશ વિધ જતિ ધર્મના અજવાલીક, બાર ભેદ તપસ્યાના કરણહાર, સત્તર ભેદે સંજમના ધરણહાર, બાવીશ પરીસહના જીતણહાર, સત્તાવીશ સાધુજીના ગુણે કરી સહીત, બેતાલીશ સડતાલીશ તથા છનુ દોષ રહિત આહાર પાણીના લેહેણહાર, બાવન અનાચારના ટાળણહાર, સચેતના ત્યાગી, અચેતના ભોગી, કંચન કામીનીના ત્યાગી, માયા મમતાના ત્યાગી, સમતાના સાગર, દયાના આગર, આદિ અનેક ગુણે કરી બિરાજમાન બાલબ્રહ્મચારી મહામુનીશ્રી ૧૦૮

મુની અમોલખ રૂષીજી મહારાજને તિખ્ખુતો આયાહિણું, પયાહિણું, વંદામિ, નમંસામિ, સક્કારેમિ, કલ્લાણું, મંગળં, દેવયં, ચેઇયં, પજ્જુવાસ્સામી.

પૂજ્ય મહારાજશ્રીના સંદ્ઉપદેશથી આ પોથી તૈયાર થઇ છે તેથી તેઓશ્રીનો આભારી છું.

તેમજ જુદા જુદા પુસ્તકોનો આધાર લઇ આ પોથી તૈયાર કરી છે તેથી તે સર્વે પુસ્તકકારનો આભાર માનું છું.

દાસાનુદાસ
વીરચંદ લાલચંદ શાહ



# સુચી

श्री जिनेन्द्राय नमः

# રસ કુંપીકા

## ॥ મંગલાચરનૂ ॥

શ્રી મહાવીર જિનસ્ય પદ્મ નદતો નિર્ગત્યતં ગૌતમમ્ ।
ગંગાવર્તે મુખેતિયા વિશુદધો મિથ્યાત્વ વૈતાઢ્યકમ્ ॥
ઉત્પત્તિ સ્થિતિ સંહતી ત્રિપથગા જ્ઞાનામ્બુધેર્મધ્યમા ।
સા મે કર્મ મલં હરત્વ વિકલં શ્રી દ્વાદશાંગી નદી ॥૧॥

નાભેયાદિ જિના પ્રશસ્ત વદના ખ્યાતા ચતુર્વિંશતિઃ ।
શ્રીમંતો ભરતેશ્વરઃ પ્રભૃતયો યે ચક્રિણો દ્વાદશઃ ॥
યે વિષ્ણુ પ્રતિવિષ્ણુ લાઙ્ગલ ધરા સત્પાધિકા વિંશતિઃ ।
સર્વે તેઽભયદા ત્રિષષ્ઠિ પુરૂષાઃ કુર્વંતુવો મંગલમ્ ॥૨॥

વીરઃ પાર્શ્વં નમિ સુંપાર્શ્વ સુવિધિઃ શ્રેયાંસ મલ્લિઃ શશિઃ ।
નેમિર્નાભિજ વાસુપૂજ્ય વિમલો પદ્મ પ્રભઃ શીતલઃ ॥

કુંથુઃ શાંત્યભિ નન્દનાર્હન્મુનિ ર્ધર્મોજિતઃ સંભવો।
ડનંતઃ શ્રી સુમતિશ્ચ તીર્થપતયઃ કુર્વંતુવો મંગલમ્ ॥૩॥

બ્રાહ્મી ચંદન બાલિકા ભગવતી રાજીમતી દ્રૌપદી।
કૌશલ્યાચ મૃગાવતીચ સુલસા સીતા સુભદ્રા શિવા।।

કુન્તી શીલવતીચ નલસ્ય દયિતા ચૂડા પ્રભાવત્યપિ।
પદ્મા વલ્યપિ સુન્દરી દિનમુખં કુર્વંતુવો મંગલમ્ ॥૪॥

## ૧ સ્તુતિ

જે દેવતા, મનુષ્યને તિર્યંચના વંદનીક, ને કેવળ જ્ઞાન રૂપ લક્ષ્મીનું ભાજન એવા અર્હંતને; તથા સકળ કાર્યની સીદ્ધિ કરી ચૌદરાજ લોકાગ્રે નિરંજન નિરાકારપણે બીરાજેલા એવા સિદ્ધ ભગવંતને; વળી પંચાચારે કરી છત્રીશ ગુણધારક એવા ત્રીજા પદે આચાર્યને; તેમજ આગમોના પઠિક પચવીશ ગુણધારક એવા ચોથા પદે ઉપાધ્યાયને; વળી સત્યાવીશ ગુણધારક અને લોકમાં લોકને વંદનીય એવા સર્વ સાધુને; વંદન

 

કરૂં છું. એ પંચ પરમેષ્ઠિ સકળ વિઘ્નનો નાશ કરી સર્વ પ્રકારે કુશળતા કરવાવાળા છે.

૨

વવગંય જર મરણ ભએ, સિધ્ધે અભિવંદિઉણ તિવિહેણ॥
વંદામિ જિણ વરિંદં, તે લોક્ક ગુરૂ મહાવીરં ॥૧॥

ભાવાર્થઃ—જરા, મરણ અને ભયથી મુક્ત સિદ્ધ ભગવાનને મન વચન અને કાયાથી વંદન કરી, કેવળીમાં પ્રધાન, ત્રણ લોકના ગુરૂ એવા શ્રી મહાવીર સ્વામીને વંદના કરૂં છું.

૩

જય જય શ્રી પ્રેમેષ્ઠિકો, જય જય શ્રી જિન વેણ;
જય જય શ્રી ગુરૂકી રહો, દિયા સુમાર્ગ જૈન.

૪

સ્યાદ વાદ જેમાં ભર્યો, પક્ષપાત નહિ જથ્થ;
નહિ પિડા પર પ્રાણીને, જૈન ધર્મ તે કથ્થ.



## રસ બિંદુ ૧ લું.

### સુત્રની ગાથાઓ

### ૧ શ્રી ઉત્તરાધ્યન સૂત્રનું અધ્યયન ૪ થું.

અસંખયં ( અપ્રમાદ )

અસંખયં જીવિય મા પમાયએ,
જરોવણી યસ્સ હુ નત્થિં તાણં ।
એવં વિયાણા હિ જણે પમ્મત્તે,
કણ્ણુ વિહિંસા અજયા ગિહિન્તિ ॥૧॥

ભાવાર્થ—આયુષ્યની સંખ્યા નહીં—પ્રમાણ નહીં; ક્યારે આયુષ્ય ક્ષય થશે એ નક્કી નહીં, એમ જાણી હે જીવ! પ્રમાદ ન કર! કારણ કે જ્યારે જીવને જરા ( વૃદ્ધાવસ્થા ) આવશે ત્યારે ઉઠી બેશી શકાશે નહી, તે વારે એ જીવને કોઈ શરણ આપનાર નથી એમ જાણીને અહો લોકો! પ્રમાદ છાંડો!! કેમકે હિંસાનો કરનાર ઇંદ્રીયોને પોતાના વશમાં નહીં રાખનાર એ કોનું શરણ ગ્રહણ કરશે? ॥૧॥

જે પાવ કમ્મેહિ ધણં મણુસા,
સમાય યન્તી અમઇં ગહાય ।
પહાય તે પાસ પયટ્ટિએ નરે,
વેરાણુ બદ્ધા નરયં ઉવેન્તિ ॥૨॥

ભાવાર્થ—એ સંસારને વિષે પુત્ર કલત્રાદીકના પાસને વિષે બંધાયા થકા જે કોઇ મનુષ્ય પાપકર્મ કરી ધન મેળવીને તેને અમૃતની પેરે ગ્રહણ કરિ રાખે છે, તે ધનાદીકને છાંડીને ઘણાં પાપ કરી ઘણા જીવની સાથે વૈર ઉપરાજીને એ જીવ નર્કને વિષે ઉપજે (પણ તે વખતે તે ધન તેને શરણ દેનાર ન થાય.) । ૨ ।

તેણે જહા સન્ધિમુહે ગહીએ,
સકમ્મુણા કિચ્ચઇ પાવકારી ।
એવં પયા પેચ્ચ ઇહં ચ લોએ,
કડાણ કમ્માણ ન મુખ અત્થિ ॥૩॥

ભાવાર્થ—પાપકર્મનો કરનાર પોતાનાં કર્મે કરિને, ખાત્રને મુખે જેમ ચોર પકડાયો થકો પીડાય તેમ એ

જીવ ઈહલોક તથા પરલોકને વિષે પોતાનાં કરેલાં કર્મ ભોગવ્યા સિવાય મુકાય નહીં. ।૩।

સંસાર માવન્ન પરસ્ય અટ્ઠા,
સાહારણં જં ચ કરેઇ કમ્મં ।
કમ્મસ્સ તે તસ્સ ઉ વેય કાલે,
ન બન્ધવા બન્ધવયં ઉવેન્તિ ॥૪॥

ભાવાર્થ—એ સંસારને વિષે જીવ પરને અર્થે સાધારણ (જેમાં ઘણાનો ભાગ હોય તે એકલો પાપે કરી ધન લાવે અને સર્વ કુટુંબ ખાય તે) કર્મ કરે છે, પણ તે કર્મ જ્યારે ઉદય આવે ત્યારે તે બંધવ બંધવપણું પાળે નહીં. (અર્થાત બંધવાદીક અળગા જઇને ઉભા રહે) અને એ જીવ પોતાની કમાણી એકલો ભોગવે. ।૪।

વિત્તેણ તાણં ન લભે પમત્તો,
ઇમમ્મિ લોએ અદુવા પરત્થા ।
દીવ પ્પણટ્ઠે વ અણન્ત મોહે,
નેયા ઉયં દટ્ઠુમ દટ્ઠુમેવ ॥૫॥

ભાવાર્થ—પ્રમાદી જીવ એમ જાણે કે જ્યારે કર્મ ઉદય આવશે ત્યારે લક્ષ્મી દઇને રાખીશ! પણ હે પ્રમાદી જીવ! ઇહલોક તથા પરલોકને વિષે ધને કરીને શરણુ ન હોય? જેમ કોઇ પુરૂષ હાથ માંહી દીવો લઇને રસ કુંપીકા લેવાને અર્થે ગુફા માંહી પેઠો, પછી દીવો અસ્ત થઈ જવાથી માર્ગ ન દીસે. તેમ જીવે સમકીત રૂપ દીવે કરી મુકિત માર્ગ દીઠો છે, પણ દર્શનાવર્ણિ રૂપ અનંત મોહની કર્મને વશે કરીને દીઠો પણ અણુદીઠો કરે. (ઇહાં ઉદાહરણ—જેમ કોઇ ધાતુર્વાદી હાથમાં દીવો લઈને ધાતુ શોધવાને વાસ્તે બીલમાં પેઠો તે વારે પ્રમાદાદીકથી દીવો ઓલવાઇ જવાથી રસ્તો નહીં જડતાં ભમવા લાગ્યો, તે બીલમાં એક પ્રચંડ વિષધરે ડંખ દેવાથી તિહાંજ પડી મૃત્યુ પામ્યો, તેમ જીવ સમ્યકત્વ પામી મહા મોહનાવશથી ફરિ મિથ્યાત્વમાં જાય.) ।૫।

સુત્તેસુ યાવી પડિબૃદ્ધ જીવી,
ન વીસસે પણ્ડિએ આસુપન્ને ।

ઘોરા મુહુત્તા અબલં શરીરં,
ભારણ્ડ પક્ખી વ ચરડપ્પમત્તે ॥૬॥

ભાવાર્થ:–અવિવેકી મુર્ખ લોક દ્રવ્ય અને ભાવ નિંદ્રાએ સુતા છે છતાં અને પંડીત સાધુ દ્રવ્ય નિંદ્રાએ સુતો પણ ભાવથી જાગતો થકો સંયંમ જીવતવ્યે કરિને જીવે, વળી શિઘ્ર એ શરિરને બળરહિત કરતો એવો ભયંકર કાળ મુહુર્ત (બે ઘડી) માત્રમાં મૃત્યુને આપનાર જાણીને તિક્ષ્ણ બુદ્ધિનો ધણી પ્રજ્ઞાવંત સાધુ વિશ્વાસ નહીં કરતાં ભારંડ પંખીની પેરે પ્રમાદ રહીત થકો વિચરે. ।૬।

ચરે પયાઈ પરિસંકમાણો,
જં કિંચિ પાસં ઇહ મન્ન માણે ।
લાભન્તરે જીવિય બુહઇત્તા,
પચ્છા પરિન્નાય મલાવધંસી ॥૭॥

ભાવાર્થ:–પાપથી શંકાતો થકો સંયમ નહી વિરાધતાં મુળ ગુણ ઉત્તર ગુણને વિષે ચાલે, અને સંસારને પાસ સરિખો માનતો જીહાં લગી શરીર થકી તપ

જપનો લાભ હોય તિહાં સુધી શરીર રાખી સંયમ જીવતવ્યને વધારિને પછી મરણનો અવસર જાણીને આપણી બુદ્ધિએ કરી સર્વ પચખી અણુસણ લઇ શરીર તથા પાપ કર્મ રૂપ રજને ટાળે. ॥૭॥

ઇન્દં નિરોહેણ ઉવેઇ મોકખં,
આસે જહા સિરિકય વમ્મ ધારી ।
પુવ્વાઇં વાસાઈ ચરઽપ્પમત્તો,
તમ્હા મુણી ખિપ્પ મુવેઇ મોકખં. ॥૮॥

ભાવાર્થઃ—જેમ સોદાગરે અશ્વ (ઘોડા) ને સીખવ્યો છતો પાખરનો ધરણહાર થાય, અને અસ્વારનું મન હોય તેમ ચાલે તો શત્રુને જીતી આવે, તેમ સાધુ પોતાનો છાંદો ( ઈચ્છા ) રૂંધે ( એટલે પોતાની કાંઇ ચતુરાઇ નહીં કરતાં ) જેમ વિતરાગે કહેલું છે તેમ ગુરૂની આજ્ઞા પ્રમાણે કરે તો ઘણાં પુર્વ તથા ઘણાં વર્ષ સુધી અપ્રમત્ત થકો પ્રવર્તિ સીઘ્ર ( ઉતાવળો ) મોક્ષમાં જાય ॥૮॥

સ પુવ્વમેવં ન લભેનજ પચ્છા,
એસોઽવમા સાસય વાઇયાણં ।
વિસી દઇ સિઢિલે આઉયંમિ,
કાલોવણીએ સરીરસ્સ ભેદ. ॥૯॥

ભાવાર્થ:–કોઇ જીવ એમ જાણે કે હવણાં હું ખાઉં પીઉં પછી મર્ણ કાળે ધર્મ કરીશ? (એ મત નિરૂપ ક્રમ આયુષ્યવાળાને શોભે પણ બીજાને ન શોભે) એમ ધારીને જે પુરૂષ પહેલાં ધર્મ ન કરે તે પુરૂષ પછી ધર્મ કરવા ન પામે કારણકે આયુષ્ય ક્ષય થવાથી શરીરના વીનાશને અવસરે મરણને સમિપે પોહોચ્યો થકો અહો? મેં પ્રથમ પ્રમદાદીકથી ધર્મ કર્યો નહી, અને પછી થયો નહીં તો હવે માહરી શી ગતિ થશે? એમ ઝુરણા કરે. ॥૯॥

ખિપ્પં ન સકકેઇ વિવેગમેઉં,
તંમ્હા સમુઠ્ઠાય પહાય કામે ।
સમિચ્ચ લોગં સમયા મહેસી,
અપ્પાણ રક્ખી ચર અપ્પમત્તો. ॥૧૦॥

ભાવાર્થ—પ્રાણી મરણુને સમે ત્યાગ રૂપ ધર્મ કરિ ન શકે, તેથી કામ ભોગને છાંડીને ધર્મને વિષે ઉદ્યમ કરે, લોકનું સ્વરૂપ દેખીને સમતા રસે કરિ ઝીલતો જે સાધુ પોતાના આત્માને દુર્ગતી પડતાં રાખવાથી આત્માનો રક્ષક છે તે સાવધાન થઇ અપ્રમાદી થકો જીવ રક્ષણુ કરતો વિચરે. ।૧૦।

મુહું મુહું મોહ ગુણે જયન્તં,
અણેગ રૂવા સમણં ચરંન્તં ।
ફાસા ફુસન્તી અસમંજસં ચ,
ન તેસિ ભિકખુ મણસા પઉસ્સે ॥૧૧॥

ભાવાર્થ—મોહના ગુણુને વધારણુહાર અનેક પ્રકારના શબ્દાદીકને વારંવાર સાધુ જીતે, એવા સાધુને સંયમને વિષે પ્રવર્તતાને આકરા તથા સુંહાળા શબ્દાદિક સ્પર્શે તો તે શબ્દાદીક ઉપર મને કરિને પણુ સાધુ દ્વેષ ન કરે. ॥૧૧॥

મન્દાય ફાસા બહુ લોહણિજ્જા,
તહપ્પ ગારેસુ મણં ન કુજ્જા ।

રક્ખિજ્જ કોહં વિણએજ્જ માણં,
માયં ન સેવેજ્જ પહેજ્જ લોહં ॥૧૨॥

ભાવાર્થ—શબ્દાદીક તથા સ્ત્રીયોના સ્પર્શ ઘણા મંદ (મુર્ખ) પુરૂષોને લોભ ઉપજાવે છે તો તથા પ્રકારના કામ ભોગને વિષે સાધુ મન ન કરે અને ક્રોધ માનને ટાળી કપટ નહીં સેવતાં લોભને છાંડે ।૧૨।

જેઽ સંખયા તુચ્છા પરપ્પવાઇ,
તે પિજ્જ દોસણુ ગયા પરબ્ભા ।
એ તે અહમ્મે ત્તિ દુગુંછમાણો,
કંખે ગુણે જાવ સરીરભેઓ ॥૧૩॥

॥ ત્તિબેમિ ॥

ભાવાર્થ—જે કોઈ તત્વના અજાણ અને સંસ્કૃત ભાષાના બોલણહાર અને સમકીતાદીક ગુણે કરી હલા, સ્વતિર્થ થકી અનેરાનાં કિધાં શાસ્ત્રના પરૂપણહાર, એવા તે મિથ્યાત્વ દ્રષ્ટી રાગ દ્વેષને વસે પોહોચ્યા થકા પરવશ પડયા છે. એ પુર્વોક્ત કહ્યા તે અધર્મના હેતુ એવા મિથ્યાત્વાદીકને તજી જ્ઞાનાદીક ગુણને

જાવજીવ સુધી સાધુ ઇચ્છે (અર્થાત્) કોઇ સંસ્કૃત ભાષાના બોલનાર છે પણ સમકીતાદી ગુણે કરી રહીત અનેરાના કરેલા શાસ્ત્રના પરૂપનાર એવા મિથ્યાત્વ દ્રષ્ટી છે તે રાગ દ્વેષને વસરૂપ પરવસ પડયા છે એવા અધર્મના હેતુ મિથ્યાત્વાદિકને તજીને સાધુ જ્ઞાનાદિક ગુણુને જાવજીવ સુધી ઇચ્છે, કારણ કે સંસ્કૃતાદિક ભાષા કોઈને તારતી નથી પણ સમકીતાદિક ગુણ જીવને તારે છે માટે તે ગુણુને ધારણુ કરવા એમ શ્રી સુધર્મા સ્વામી પોતાના જંબુ નામના શિષ્યને કહેતા હુવા કે હે જંબુ? જેમ મેં શ્રી મહાવીર દેવ સ્વામીની સમીપે સાંભળ્યું હતું તેમ મેં તુજ પ્રત્યે કહ્યું. ।૧૩।

## ૨ શ્રી ઉત્તરાધ્યયનના ત્રીજા અધ્યયનની

ચત્તારી પરમગાણિ, દુલ્લહાણીહ જન્તુણો ।
માણુસત્તં સુઇ સદ્ધા, સંજમમ્મિ ય વીરિય ॥૧॥

ભાવાર્થ—૧ મનુષ્યનો જન્મ ૨ ધર્મશાસ્ત્રનું સાંભળવું ૩ શુદ્ધ માર્ગની શ્રદ્ધા ૪ અને સંયમને

વિષે બળ પરાક્રમનું ફોરવવું, એ ચાર મુક્તિ પામવાના ઉત્કૃષ્ટ કારણુ એ સંસાર માંહી આ જીવને પામવા દોહીલાં છે.

### ૩ શ્રી ઉત્ત અધ્ય. ૩

કમ્મ સંગેહિં સમ્મૂઢા, દુક્ખિયા બહુ વેયણા ।
અમાણુ સાસુ જોણીસુ, વિનિહમ્મન્તિ પાણિણા ॥૬॥

ભાવાર્થ—કર્મના સયોગે કરી જીવ મુર્ખ અને દુઃખી થાય, ઘણી વેદના પામે, મનુષ્યની યોની સિવાય. નર્ક તિર્યંચની યોનીને વિષે એ જીવ વિશેષે કરીને પીડા પામે છે.

### ૪ શ્રી ઉત્ત. અધ્ય. ૬

માયા પિયા ન્હુસા ભાયા, ભજ્જા પુત્તા ય ઓરસા ।
નાલં તે તવ તાણાય, લુપ્પન્તસ્સ સકમ્મુણા ॥૩॥

ભાવાર્થ—માત્તા પીતા ભાઈ સ્ત્રિ પુત્ર પુત્રિ પુત્રની સ્રીયાદીક પોતાના કર્મે કરી પીડા પામતા ત્હારા જીવને ત્રાણ સરણ રાખવા કોઇ સમર્થ નહીં.

## ૫ શ્રી ઉત્ત. અધ્ય. ૭

ઇહ કામાણિય ટ્ટસ્સ, અત્તટ્ઠે અવરજ્ઝઇ ।
સુચ્ચા નેયાઉયં મગ્ગં, જં ભુજ્જો પરિભસ્સઇ ॥૨૫॥

ભાવાર્થ—આ સંસારને વિષે જે જીવ કામ ભોગથી નિવર્તે નહી, તે જીવ પોતાના આત્માનો અર્થ, સ્વર્ગ તથા મોક્ષને વિણાશે (નાશ કરે), જ્ઞાનાદિક ન્યાય માર્ગ સાંભળીને પણ ધર્મથી ભ્રષ્ટ થાય.

## ૬ શ્રી ઉત્ત. અધ્ય. ૮

ભોગામિ સદોસ વિસન્ને,
હિય નિસ્સેયસબુદ્ધિ વોચ્ચત્થે ।
બાલે ય મન્દિયે મૂઢે,
બજ્ઝઇ મચ્છિયા વ ખેલમ્મિ ॥૫॥

ભાવાર્થઃ—આત્માનું હિત અને મોક્ષ એ બેના ઉપાયને વિષે જેની બુદ્ધિ વિપરીત છે એવા અજ્ઞાની જીવ ધર્મને વિષે અણુઉદ્યમી થઈ, જેમ માંખી બળખાને વિષે બંધાય તેમ જેના મોટા દોષ છે એવાં

કામ ભોગ રૂપ આમિષ (માંસ) ને વિષે તે મુર્ખ ખુંચ્યા થકા બંધાય.

## ૭ શ્રી ઉત્ત. અધ્ય. ૮

કસિણં પિ જો ઇમં લોયં, પડિપુણ્ણં દલેજ્જ ઈક્કસ્સ ।
તેણાવિ સે ન સંતૂસે, ઇઇદુપ્પૂરએ ઇમે આયા ॥૧૬॥

ભાવાર્થઃ—કોઇ ઇંદ્ર તથા વૈશ્રમણાદિક દેવતા એ સંપૂર્ણ લોકને ધનાદિકે ભરીને એક લોભી નરને આપે તોપણ તે જીવ સંતોષાય નહિ (મતલબ લોભનું પુરૂ ન થાય)

## ૮ શ્રી ઉત્ત. અધ્ય. ૮

જહા લાહો તહા લોહો. લાહો લોહો પવડ્ઢઇ ।
દોમાસકયં કજ્જં, કોડીએ વિ ન નિટ્ઠિયં ॥૧૭॥

ભાવાર્થઃ—જેમ જેમ લાભ હોય તેમ તેમ લોભ હોય, કેમકે લાભથી લોભ વધે જેમ બે માસા સોનું માગવા ગયો હતો ને કોટી માસા સુધી ચઢયો તોપણ લોભથી મન નિવર્ત્યું નહીં.

## ૯ શ્રી ઉત્ત. અધ્ય. ૧૦

દુમપત્તએ પણ્ડુયએ જહા નિવડઇ રાયગણાણુ અચ્ચએ ।
એવં મણુયાણુ જીવિયં સમયં ગોયમ મા પમાયએ. ॥૧॥

ભાવાર્થ:-જેમ પાંડુ રોગાદિક પ્રાપ્ત થયે વૃક્ષનું પત્ર રાત્રી દિવસ અતિ ક્રમે થકે વૃક્ષથી પડે, તેમ મનુષ્યાદિકનું આયુષ્ય જાણીને હે ગૌતમ! સમય માત્રનો પ્રમાદ ન કર. (૧ આઠ મદ, ૨ તેવીશ વિષય, ૩ સોળ કષાય, ૪ પાંચ પ્રકારની નિદ્રા, ૫ ચાર પ્રકારની વિકથા—એ પાંચ પ્રકારના પ્રમાદ જાણવા, જાણીને તજવા એમ ગૌતમના નામથી સર્વે જીવોને શ્રી મહાવીર પ્રભુએ ઉપદેશ કર્યો છે.)

## ૧૦ શ્રી ઉત્ત. અધ્ય. ૧૦

કુસગ્ગે જહ ઓસ બિન્દુએ,
થાવં ચિટ્ઠઇ લમ્બ માણુએ ।
એવં મણુયાણુ જીવિયં,
સમયં ગોયમ મા પમાયએ ॥૨॥

ભાવાર્થ-જેમ ડાભને અગ્રે ઠારનો બીંદુઓ વાયુથી પ્રેરિત થકો થોડો કાળ રહે ને ખરી જાયે, તેમ એ મનુષ્યાદિકનું આયુષ્યે જાણીને હે ગૌતમ ! સમય માત્રનો પ્રમાદ મા કર.

**૧૧ શ્રી ઉત્ત. અધ્ય. ૧૦**

ઇઇ ઇત્તરિયમ્મિ આઉએ,
જીવિયએ બહુ પચ્ચ વાયએ ।
વિહુણાહિ રયં પુરે કડં,
સમયં ગોયમ મા પમાયએ ॥૩॥

ભાવાર્થ-પલ્યોપમને સાગરોપમની અપેક્ષાયે એ થોડા કાળનું આયુષ્ય ને તેમાં પણ સોપ કર્મી (સીથીલ) આયુષ્યવંતને અઝવસાણાદિક સાત પ્રકારે આયુષ્ય તુટે તે ભણી પુર્વે કર્મ કીધાં તે જીવથી વેગળાં કરવાં હે ગૌતમ ! સમય માત્રનો પ્રમાદ મા કર.

**૧૨ શ્રી ઉત્ત. અધ્ય. ૧૦**

દુલ્લહે ખલુ માણુસે ભવે,
ચિરકાલેણ વિ સવ્વ પાણિણં ।

ગાઢા ય વિવાગ કમ્મુણો,
સમયં ગોયમ મા પમાયએ ॥૪॥

ભાવાર્થ—જેને અતિ નિવડ (આકરાં) વિપાકોદય એવા સર્વ અકૃત્ય પુંનીયા જીવને દશ દ્રષ્ટાંતે કરી ઘણે કાળે પણ મનુષ્યનો ભવ પામવો દોહીલો છે, તેથી હે ગૌતમ ? સમય માત્રનો પ્રમાદ મા કર.

## ૧૩ શ્રી ઉ. અ. ૧૦

વોચ્છિદ સિણે હમપ્પણો,
કુમુયં સાર ઇયં વ પાણિયં ।
સે સવ્વ સિણે હવજ્જિએ,
સમયં ગોયમ મા પમાયએ ॥૨૮॥

ભાવાર્થ—રાગ રૂપ આત્માથી સ્નેહને છેદીને જેમ કમળ શરદ રૂતુના પાણીને છાંડીને વેગળે—ઉંચો રહે, તેમ તું પણ સર્વ સ્નેહને વર્જતો થકો હે ગૌતમ ? સમય માત્રનો પ્રમાદ મા કર.

## ૧૪ શ્રી ઉત્તા. અધ્યં. ૧૩

ઇહ જીવિએ રાય અસા સયમ્મિ,
ધણિયં તુ પુણ્ણાઇ અકુવ્વમાણો ।
સે સોય ઇ મચ્ચુ મુહો વણીએ,
ધમ્મં અકા ઉણુ પરમ્મિ લોએ ॥૨૧॥

ભાવાર્થ—હે રાજન ! એ મનુષ્યનું જીવ તવ્ય અસાસ્વતું છે, અને પુન્યનો તથા ધર્મનો—અણુ કરનાર પુરૂષ મર્ણને મુખે તથા પરલોકે પહોંચ્યો થકો પશ્ચાતાપ કરશે.

## ૧૫ શ્રી ઉ. અ. ૧૩

જહેહ સીહો વ મિયં ગહાય,
મચ્ચૂ નરં નેઈ હુ અન્તકાલે ।
ન તસ્સ માયા વ પિયા વ ભાયા,
કાલમ્મિ તમ્મં સહરા ભવંતિ ॥૨૨॥

ભાવાર્થ—જેમ સિંહ મૃગને લઇ જાય, તેમ કાળ મનુષ્યને અંત સમે લઇ જાય, તેવારે તેને

માતા પિતા અથવા ભાઇ પોતાના આયુષ્યનો ભાગ દઈને તેને જીવતો રાખી શકે નહિં.

## ૧૬ શ્રી ઉ. અ. ૧૩

ન તસ્સ દુક્ખં વિભયન્તિ નાઇઓ,
ન મિત્તવગ્ગા ન સુયાન બંધવા ।
એક્કો સયં પચ્ચણુ હોઇ દુક્ખં,
કત્તાર મેવ અણુ જાઇ કમ્મં ॥૨૩॥

ભાવાર્થ—વળી પરલોકે ગયા થકાં તેનું દુઃખ નાતિલા મિત્ર બેટા તથા ભાઇ વહેંચી ન લીએ, અને કર્મનો કરણહાર તેનેજ પાછળ કર્મ જાય, ને ત્યાં એકલો પોતેજ દુઃખ ભોગવે.

## ૧૭ શ્રી ઉત્ત. અધ્ય. ૧૩

અચ્ચેઈ કાલો તુરન્તિ રાઇઓ,
ન યાવિ ભોગા પુરિસાણં નિચ્ચા ।
ઉવિચ્ચ ભોગા પુરિસં ચયન્તિ,
દુમં જહા ખીણ ફલં વ પક્ખી ॥૩૧॥

ભાવાર્થઃ—તે વારે ચિત્તમુની કહેતા હવા કે રાજન ? રાત્રી દીવસ ઉતાવળા જવાથી આયુષ્ય ક્ષીણ ક્ષીણ ઘટે છે ને ભોગ પણ મનુષ્યને સાસ્વતા નથી અને જેમ ફળ રહિત વૃક્ષને પંખી તજે તેમ પુરૂષને કામ ભોગ તજીને જાય છે.

## ૧૮ શ્રી ઉત્ત. અધ્ય. ૧૪

ખણ મેત્ત સોકખા બહુ કાળ દુકખા,
પગામ દુકખા અનિગામ સોકખા ।
સંસાર મોકખસ્સ વિપકખ ભૂયા,
ખાણી અણત્થાણ ઉ કામ ભોગા ॥૧૩॥

ભાવાર્થઃ—હે પિતાજી ! એ કામ ભોગ કેવા છે, જેમાં ક્ષણ માત્રનું સુખ ને ઘણા કાળનું દુઃખ છે, તેથી ઘણું દુઃખ પણ સુખ નથી ! અને એ કામ ભોગ જીવને મુક્તિએ નહીં જવા દેવાથી, મોક્ષ માર્ગના શત્રુ છે, અને કામ ભોગ એકાંત અનર્થની ખાણ છે.

## ૧૯ શ્રી ઉત્ત. અધ્ય. ૧૪

મચ્ચુણા બ્ભાહઓ લોગો, જરાએ પરિવારિઓ ।
અમોહા રયણી વુત્તા, એવં તાય વિજાણહ ॥૨૩॥

ભાવાર્થઃ—હે પિતાજી ! એ લોક મરણે પીડયો છે અને જરા (વૃદ્ધાવસ્થા) એ વીંટયો છે, રાત્રિ દિવસ તીક્ષ્ણ શસ્ત્રની ધારા છે કે જે આયુષ્યને કાપે છે, એમ હે તાત ! તમે જાણો.

## ૨૦ શ્રી ઉત્ત. અધ્ય. ૧૪

જા જા વચ્ચઇ રયણી, ન સા પડિનિયત્તઇ ।
અહમ્મં કુણ માણસ્સ, અફલા જન્તિ રાઇઓ ॥૨૪॥

ભાવાર્થઃ—જે જે રાત્રી દિવસ જાય છે તે તે પાછી આવતી નથી, પણ ગૃહસ્થના વ્યાપાર રૂપ અધર્મ કરતાં તે રાત્રિ દીવસ નિષ્ફળ જાય છે.

## ૨૧ શ્રી ઉત્ત. અધ્ય. ૧૪

જા જા વચ્ચઇ રયણી, ન સા પડિ નિયત્તઇ ।
ધમ્મં ચ કુણ માણસ્સ, સફલા જન્તિ રાઇઓ ॥૨૫॥

ભાવાર્થ:-જે જે રાત્રી દિવસ જાય છે તે પાછી આવતી નથી; પણ ધર્મ કરતાં તે રાત્રી દિવસ સફળ જાય છે.

૨૨ શ્રી ઉત્ત અ. ૧૪

મરિહિસિ રાયં જયા તયા વા,
મણોરમે કામગુણે પહાય ।
એક્કો હુ ધમ્મો નરદેવ તાણં,
ન વિજ્જઈ અન્ન મિહેહ કિંચિ ॥૪૦॥

ભાવાર્થ:-હે રાજા જ્યારે ત્યારે પણ એ મનોહર કામભોગને છાંડિને તું મરીશ! અને દુર્ગતિયે પડીશ! તે વખતે હે નર દેવ! એક ધર્મ સિવાય બીજો કોઇ ધનાદિક શરણ નહિ થાય?

૨૩ શ્રી ઉ. અ. ૧૯

ઇમં સરીરં અણિચ્ચં, અસુઈઅસુઈ સંભવં ।
અસાસયા વાસમિણં, દુકખં કેસાણ ભાયણં ॥૧૩॥

ભાવાર્થ:-જે રોગો તથા જરા (વૃદ્ધાવસ્થા) દિક દુ:ખોનું ઘર ને જયાં જીવનો અસાસ્વતો હમેશ કાયમ

નહીં તેવો વાસ ને અશુચી (અપવિત્રતાઇ) થી પ્રગટ થયેલું હોવાથી અશુચીમય એવું આ ઉદારિક (સડી પડી બગડી જાય એવું) શરીર અનિત્ય (હમેશ કાયમ નહીં તેવું) છે.

૨૪ શ્રી ઉ. અ. ૧૯

અસાસએ સરીરમ્મિ, રઇંનો વલભામહં ।
પચ્છા પુરા વ ચઇયવ્વે, ફેણબુબ્બુય સન્નિભે ॥૧૪॥

ભાવાર્થઃ—પાણીના પરપોટાની પેરે નાશવંત અને બાલ્યાવસ્થા તથા વૃદ્ધાવસ્થાએ જરૂર છાંડવાનું એવા અસ્વાસ્વતા શરીરને વિષે હું રતિ (આનંદ) નથી પામતો.

૨૫ શ્રી ઉ. અ. ૧૯

માણુસત્તે અસારમ્મિ, વાહી રોગાણ આ લએ ।
જરા મરણ ઘત્થમ્મિ, ખણં પિ ન રમાં મહં ॥૧૫॥

ભાવાર્થ—જે વ્યાધિ (પીડા) ને કુષ્ટાદિક રોગોનું ઘર અને જરા મરણે કરી ગ્રસીત (ઘેરાએલું)

એવા અસાર મનુષ્યપણાને વિષે ક્ષણ માત્ર હું રતિ નથી પામતો.

## ૨૬ શ્રી ઉ. અ. ૧૯

જમ્મં દુક્ખં જરા દુક્ખં, રોગાણિ મરણાણિય ।
અહો દુક્ખો હુ સંસારો, જત્થ કીસન્તિ જન્તવો ॥૧૬॥

ભાવાર્થ—અહો ! જ્યાં જન્મ જરા મર્ણ ને રોગાદિકનાં અત્યંત દુઃખોનો હેતુ એવા સંસારને વિષે પ્રાણી કલેશાય છે (પીડા પામે છે.)

## ૨૭ શ્રી ઉ. અ. ૧૯

જહ કિમ્પાગ ફલાણ, પરિણામોન સુન્દરો ।
એવં ભુત્તાણ ભોગાણં, પરિણામોન સુન્દરો ॥૧૮॥

ભાવાર્થ—જેમ કિંપાગ વૃક્ષનાં ફળ ભોગવ્યા પછી પરિણામે ભલાં નહિ (કારણ કે તે ફળ જોવામાં ઘણાં રમણિય ને ખાતી વખતે પણ ઘણાં મધુર હોય છે પણ ખાધા પછી બે ઘડીએ જીવ ને કાયા ન્યારા કરે) તેમ જે ભોગ ભોગવ્યા તેનું પરિણામ ભલું

નહિ. ( અર્થાત્ શબ્દાદિક કામ ભોગ મનને રમણિય અને ભોગવતાં પણ ઘણાં પ્રિય છે પણ પછી એકાંત દુઃખ દાતા છે.)

## ૨૮ શ્રી ઉ. અ. ૨૦

અપ્પા નદી વેયરણી, અપ્પામે કુડ સામળી ।
અપ્પા કામ દુહા ધેણુ, અપ્પા મે નન્દણ'વણં ॥૩૬॥

ભાવાર્થ:–આત્મા વૈતરણી નદીનું દુઃખદાતા, આત્મા કુડ સામળી વૃક્ષના ફળદાતા, આત્મા કામધેનું ગાયની પેરે વંછીત સુખદાતા, આત્માનંદન વનની પેરે આનંદ-કારી (પાઠાંતરે) દુષ્કૃત્ય કરવાથી પોતાનોજ આત્મા વૈતરણીનાં દુઃખનો દાતાર તથા કુડ સામળી વૃક્ષના દુઃખનો દાતાર છે અને સુકૃત્યથી કામધેનું ગાયનાં સુખનો દાતાર પણું પોતાનોજ આત્મા છે. રાગાદિક દોષ છોડીને આત્મારૂપી બગીચામાં સંતોષ દયા ક્ષમા-દિક ધર્મ કૃત્ય માંહી રમાડવાથી આત્મા આનંદવન કહીએ તથા નંદન વનનાં સુખનો દાતાર પણ આત્મ જ છે.

### ૨૯ શ્રી ઉ. અ. ૨૦

અપ્પા કત્તા વિકત્તા ય, દુક્ખાણ ય સુહાણ ય ।
અપ્પા મિત્તમમિત્તં ચ, દુપ્પટ્ઠિય સુપટ્ઠિઓ ॥૩૭॥

ભાવાર્થઃ—સુખનો કર્તા તથા ભોક્તા, મિત્ર તથા શત્રુ, રૂડો તથા ભુંડો પોતાનો આત્મા છે. બીજો કોઈ સુખ દુઃખાદિકનો આપનાર નથી.

### ૩૦ શ્રી ઉ. અ. ૨૨

પક્ખન્દે જલિયં જોઈં, ધુમકેઉં દુરાસયં ।
નેચ્છન્તિ વન્તયં ભૂત્તં, કુલે જાયા અગન્ધણે॥૪૧અ॥

ભાવાર્થઃ—અગંધન કુળને વિષે ઉત્પન્ન થયેલા જે સર્પો તે ધુંવાડા સહીત એવી ભયંકર જાજ્વલ્યમાન અગ્નિને વિષે પ્રવેશ કરે પણ વમ્યુ વિષ ભોગવવા ન વાંછે.

### ૩૧ શ્રી ઉ. અ. ૨૮

નાદં સણિસ્સ નાણં,
નાણેણ વિણા ન હુન્તિ ચરણગુણા ।

અનુણિસ્સ નત્થિ મોક્ખો,
નત્થિ અમોકખસ્સ નિવ્વાણં ॥૩૦॥

ભાવાર્થઃ—સમકિત રહિતને જ્ઞાન ન હોય, અને જ્ઞાન વિના ચારિત્રના ગુણ ન હોય, અને ચારિત્રના ગુણ વિના કર્મથી મુકાવવુ ન હોય, અને કર્મથી મુક્ત નથી થયા તેને નિર્વાણ (સિદ્ધ) પદ નહિ.

૩૨ શ્રી દશ વૈકાલીક સુત્ર અધ્ય. ૬

મૂલ મેય મહમ્મસ્સ, મહાદોષ સમુસ્સયં ।
તમ્હા મેહુણસં સગ્ગાં, નિગ્ગંથા વજ્જયંતિણ ॥૧૭॥

ભાવાર્થઃ— મૈથુનનું સેવન મહા અધર્મનું મુળ, નવ લક્ષ સંજ્ઞી મનુષ્ય અને અસંખ્યાત અસંજ્ઞી મનુષ્યની ઘાતરૂપ મહાદોષનું સ્થાન અને એના સેવનથી પંચ મહાવ્રતનો ભંગ થવાના કારણે નિગ્રંથ મૈથુનની ઈચ્છા માત્ર ઉત્પન્ન હોવે એવો સંસર્ગ—પરિચયનો ત્યાગ કરે.

**૩૩ શ્રી દશ વૈકાલીક સુત્ર અ. ૮**

કોહં પિયં પણા સઈ, માણુ વિણય નાસેણું ।
માયા મિત્તાણી નાસેઇ લોહે સહુ વિણાસણો ॥

ભાવાર્થઃ— ક્રોધથી પ્રીતિનો, માનથી વિનયનો, માયાથી મિત્રતાનો અને લોભથી તમામ ગુણોનો નાશ થાય છે.

ઉવ સમેણ હણે કોહં, માણુ મદ્દવ જીણે ।
માયા ઉજ્જુ ભાવેણું, લોભ સંતોષ ઓજીણે ॥

ભાવાર્થઃ— ઉપશમ (ક્ષમા) થી ક્રોધને, માર્દવ (વિનય) થી અભિમાનને, આર્જવ (શરલતા) થી માયાને અને સંતોષથી લોભને જીતવો.

**૩૪ શ્રી દશ વૈકાલીક સુત્ર અ. ૧ ગાથા ૧**

ધમ્મો મંગલ મુક્કઠું, અહિંસા સંજમો તવો ।
દેવાવિ તં નમંસંતિ, જસ્સ ધમ્મે સયામણો ॥૧॥

ભાવાર્થઃ— સર્વ પ્રકારના મંગળમાં ધર્મ એ ઉત્કૃષ્ટ મંગલ છે. એ ધર્મના ત્રણ પ્રકાર કહ્યા છે; ૧ અહિંસા

(ષટ, કાયા જીવનું સંરક્ષણ કરવું) ૨ સંયમ (આશ્રવનું નિરૂંધન કરવું.) ૩ તપ (અનશન અવમોદર્યાદિ દ્વાદશ પ્રકારના તપથી શરીરને તપાવવું) એ પ્રકારના ધર્મમાં જેનું મન સદૈવ પ્રવર્તે છે, તેને દેવતા પણ નમસ્કાર કરે છે.

**૩૫ શ્રી દશ વૈકાલિક સુત્ર અ. ૪ ગાથા ૧૦**

પઢમં નાણં તઓ દયા, એવં ચિઠ્ઠઈ સવ્વ સંજએ।
અન્નાણી કિં કાહી, કિંવા નાહીય છેય પાવગં ॥૧૦॥

ભાવાર્થઃ— પ્રથમ જ્ઞાન પછી દયા, અર્થાત જીવ જીવાદિકનું જ્ઞાન હોય તો ષડ જીવાનિકાયની દયા પાળી શકે અને એ પ્રમાણે દયા પાળવાથી સાધુ સર્વથા પ્રકારે સંજમી હોય, એનાથી વિપરીત–અજ્ઞાની શું કરે ? અર્થાત કાંઈ નહીં કરે.

**૩૬ શ્રી દશ વૈ. અ. ૭ ગાથા ૧૧-૧૨**

તહેવ ફરૂસા ભાસા, ગુરૂ ભૂઓ વધાઈણી।
સચ્ચા વિસા ન વત્તવ્વા, જઓ પાવસ્સ આગમો ॥૧૧॥

તહેવ કાણં કાણેત્તિ, પંડગં પંડ ગેત્તિવા ।
વાહિય વાવિ રોગિત્તિ, તેણું ચોરત્તિ નો વએ ॥૧૨॥

ભાવાર્થઃ-કઠોર અને બહુ પ્રાણીઓની ઘાત થાય એવી ભાષા સત્ય હોય તોપણુ બોલવી નહીં, એથી પાપનું આગમન થાય છે. તેમજ કાણાને કાણો, નપુંસકને નપુંસક, વ્યાધિવાળાને રોગી અને ચોરને ચોર; એમ બોલે નહીં.

૩૭ શ્રી દશ વૈ. અ. ૮ ગાથા ૨૭

ખુહં પિવાસં દુસ્સેજ્જં, સાઉણ્હં અરઇં ભયં ।
અહિયાસે અવહિઓ, દેહ દુક્ખં મહા ફલં ॥૨૭॥

ભાવાર્થઃ-ધર્માર્થે દેહને દુઃખ દેવામાં મહા ફલ છે; જેથી ક્ષુધા, તૃષા, વિષમ સ્થાનમેં શયન; શીત, ઉષ્ણુ, અરતિ અને ભય એને હીણુપણા રહિત સહન કરે.

૩૮ શ્રી દશ વૈ. અ. ૮ ગા. ૩૪-૩૫-૩૬-૩૭

અધ્રુવં જીવિયં નચ્ચા, સિદ્ધિ મગ્ગં વિયાણિયા ।
વિણિય હિજ્જ ભોગેસુ, આઉ પરિ મિયપ્પણો ॥૩૪॥

વલં થામંચ પેહાએ, સદ્ધા મા રોગ મપ્પણો ।
ખેત્તં કાલંચ વિન્નાય, તહપ્પાણું નિજું જએ ॥૩૫॥
જરા જાવન પીલેઇ, વાહી જાવ ન વઢ્ઢઇ ।
જાવિંદિયા ન હાયંતિ, તાવ ધમ્મં સમાયરે ॥૩૬॥
કોહં માણંચ માયંચ, લોભચં પાવ વઢ્ઢણં ।
વમે ચત્તારિ દો સેઓ, ઇચ્છંતો હિય માપણો ॥૩૭॥

ભાવાર્થ:-મનુષ્યનું આયુષ્ય થોડું છે તેમજ અધ્રુવ -ચપલ સ્વભાવવાળું છે; એવું જાણી પાંચ ઇન્દ્રિયના કામ ભોગથી નિવર્ત્તી; જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ જે મુક્તિ માર્ગ છે એને સત્ય જાણી તેમાં પ્રવર્તે. ।૩૪। પોતાના બળ, પરાક્રમ, શ્રદ્ધા અને આરોગ્ય દેખી અને દેશકાળને જાણી આપના કર્ત્તવ્યમાં લાગે. ।૩૫। જ્યાં સુધી વૃદ્ધાવસ્થા પીડા નહિ કરે, જહાં લગી વ્યાધિની વૃદ્ધિ નહીં હોય, જ્યાં લગે ઇન્દ્રિયોનું બળ ક્ષીણ નહીં પડે; ત્યાં સુધી ધર્મનું આચરણ થશે. ।૩૬। આત્માનું હિત ઇચ્છવાવાળા ક્રોધ, માન, માયા અને લોભ ને પાપ વધારવાવાળા જાણી એનો ત્યાગ કરે.

**૩૯ શ્રી દશ. વૈ. અ. ૯ ગા. ૬**

સક્કા સહેતું આસા કંટયા,
અઓમયા ઉચ્છહયા નરેણં ।
અણાસએ જોઉ સહેજ્જ કંટએ,
વઇમએ કણ્ણસરે સપુજ્જો ॥૬॥

ભાવાર્થઃ—ઉત્સાહી પુરૂષ આશામાં લોહમય કંટક સહન કરે છે અર્થાંત દ્રવ્યાર્થી મનુષ્ય દ્રવ્યની આશાએ લોહ કંટકની શયામાં સુઇ શકે છે; પરંતુ જે સાધુ વિના આશાએ કાનમાં પ્રવેશ કરવાવાળા કંટક સમાન વચન સહન કરે છે, તેજ પૂજનિય હોય છે.

**૪૦ શ્રી જ્ઞાતાજી અ. ૩ ગા. ૫**

અણ વકય પરાણુગ્ગહ,
પરાયણા જં જિણા જયપ્પવરા ।
જિય રાગ દસો મોહાય,
ણણણ હાવાઈ ણો તેણં ॥૫॥

ભાવાર્થઃ—અનુપકારી પુરૂષો પર પણ ઉપકાર કર-

વામાં પરાયણ, પ્રધાન રાગ દ્વેષ જીતવાવાળા, એવા વિતરાગ અન્યથા વાદી નહીં હોવે.

૪૧ શ્રી જ્ઞા. અ. ૬ (ઉપસંહાર ગાથા)

જહા મિઉલેવા લિત્તં, ગુરૂયં તુંબે અહો વયઇ ।
એવં આસવ કય કમ્મ, ગુરૂ જીવા બચ્ચંતિ અહરગઇ॥૧॥
તંચેવ તવ્વિમુકં, જલો વરિઠ્ઠાઇ જાઇ લહુ ભાવં
જહ તહ કમ્મ વિ મુકકા, લોયગ્ગ પઇઠ્ઠિયા હુંતિ ॥૨॥

ભાવાર્થ—જેમ માટીના લેપોથી ભારે બનેલ તુંબડું પાણીમાં નીચે જાય છે તેમ આશ્રવ કૃત કર્મથી ભારે થયેલ જીવો નીચે ગતિમાં જાય છે. એજ તુંબડું એ માટીના લેપોથી મુક્ત થાય છે, ત્યારે પાણી ઉપર આવી ઠેરે છે; તેમજ કર્મથી મુકત થયેલ જીવો લોકાગ્ર ( મોક્ષસ્થાન ) માં સ્થિર થાય છે.

૪૨ શ્રી જ્ઞા. અ. ૮ (ઉપસંહાર ગાથા)

ઉગ્ગ તવ સંયમ વ, ઓપગિઠ્ઠ ફલ સાહુગસ્સ વિજયસ્સ ।
ધમ્મ વિસએવિ, સુહમાવિ હોઇ માયા અણત્થાય ॥૧॥

જહ માલ્લિસ્સ, મહાબલ ભવંતિ તિત્થપરણા ભબંધેવિ
તવ વિસએ થોઅ માયા જાયા જુવઇતિ હેઉત્તિ ॥૨॥

ભાવાર્થ:–ઉગ્રતપ, સંયમ અને વ્રતને મોક્ષનું સાધન કરવાવાળા સાધુઓને ધર્મમાં કિંચિત માત્ર માયા–કપટ અનર્થકારી છે. જેમ મહાબલના ભવે મલ્લીનાથે તીર્થંકર નામ કર્મનો બંધ પડવાથી પણ માયા–કપટ કરવાથી સ્ત્રીપણું પ્રાપ્ત થયું.

૪૩ શ્રી જ્ઞા. અ. ૧૦ (ઉપસંહાર ગાથા)

તથા હિણ ગુણો વિહુ,
હોઉ સુહ ગુરૂ જોગાઈ ।
જાણિય સેવગો પુણ્ણ સુરૂવો,
જાયઇ ચિવઠુ માણ સસહરૂવ્વ ॥૪॥

ભાવાર્થ:–જેમ શુકલ પક્ષનો ચંદ્ર વૃદ્ધિ પામે છે, તેમ હીણ ગુણવાળા હોય તોપણ સદ્ગુરૂના સંયોગથી વૈરાગ્યવંત અને સુરૂપ બને છે.

**૪૪ શ્રી. જ્ઞા. અ. ૧૩ (ઉપસં. ગાથા)**

તિત્થ પર વંદણુત્થં, ચલિઓ ભાવણ પાવઓસગ્ગં
જહ દદ્દુર દેવેણં, પત્તં વેમાણિય સુરત્તં ॥૨॥

ભાવાર્થ:—ભાવથી તિર્થંકરને વંદન કરવા નિકળેલ જીવ સ્વર્ગને પ્રાપ્ત કરી શકે છે; જેમ દદુર-દેડકાએ વૈમાનિક દેવપણું પ્રાપ્ત કર્યું.

**૪૫ શ્રી જ્ઞા. અ. ૧૪ (ઉ. સં.)**

જાવણ દુકખં પત્તા, માણભસં ચ પ્રાણિઓ ।
પાયં તાવ ણ ધમ્મં, ગિણ્હંતિ ભાવઓ તેયલિ પુત્રવ્વા ॥૧॥

ભાવાર્થ:—તેતલી પુત્ર માફક જ્યાં સુધી જીવોને દુઃખ પ્રાપ્ત થતું નથી અને માનભંગ થતા નથી ત્યાં સુધી જીવોને ધર્મ કરવાની ઇચ્છા થતિ નથી.

**૪૬ શ્રી જ્ઞા. અ. ૧૬ (ઉ. સં. ગાથા)**

સુબહુપિ તવાકલેસો ણિયાણ દોસેણ દુસિઆ સંતો,
ન સિવાય દોવતીઓ, જહ કિલ સુઉમાલિયા જમ્મે ॥૧॥

**અહવા અમણુણ્ણ મભત્તિએ, પત્તે દાણં ભવે અણુત્થાય।**
**જહ કડુય તુંબ દાણં, ણાગસિરિ ભવંમિ દોવઇણ્ત્તિ ॥૨॥**

ભાવાર્થ:-નિયાણાના દોષથી દુષિત થયેલને કઠણ તપ પણ મુક્તિનું સાધન થતું નથી. જેમ દ્રૌપદીએ સુકુમાલિકાના ભવમાં નિયાણું કરેલ.!! અમનોજ્ઞ વસ્તુનું દાન સુપાત્રે દેવામાં અનર્થ છે. જેમ નાગશ્રીને ભવે કડવા તુંબડાનો આહાર ધર્મ રૂચી અણગારને દ્રૌપદીએ દીધો હતો.

## ૪૭ શ્રી ઉવવાઇજી (પ્રશ્ન ૨૦ માંથી)

**તંજહા-સમણો વાસગા ભવંતિ**
**અભિગય જીવા જીવા ઉવલદ્ધ પુણ્ણપાવા,**
**આસવ સંવર કિરિયા**
**અહિગરણ બંધ મોકખ કુસલ ॥**

ભાવાર્થ:-ચૈતન્યના લક્ષણ યુકત જીવ, જડ લક્ષણ અજીવ, સુખદ ફળરૂપ પૂણ્ય, દુ:ખદ ફળ રૂપ પાપ, કર્માગમ રૂપ આશ્રવ, કર્મ નિરૂંધન રૂપ સંવર, કર્મ

છેદન રૂપ નિર્જરા, કર્મના દળિયા રૂપ ક્રિયા, કર્મ સંચય રૂપ અધિકરણ, કર્મ બાંધવું તે બંધ અને કર્મથી છુટવું તે મોક્ષ; એ કામોમે શ્રાવક કુશળ હોય

## ૪૮ શ્રી સુયડાંગજી (અ. ૨ ઉ. ૨)

જે પર ભવઇ પરં જણં,
સંસારે પરિવત્તઈ મહું (ચીરં) ।
અદુ ઇંખણિયા ઉપાલિયા ।
ઇતિ સંખાય મુણિચ મજજઇ ॥૨॥

ભાવાર્થ—જો કોઇ મનુષ્ય પારકી નિંદા કરે છે, તે સંસારમાં બહુ કાળ પરિભ્રમણ કરે છે; એથી નિંદા અધોગતિમાં લઇ જવાવાળી પાપણી છે, એવું સમજી સાધુંપુરૂષ કોઇની નિંદા ન કરે. અગર હું ઉત્તમ છું અને અમુક મારાથી હિન છે એવું પણ ન કહે.

## ૪૯ શ્રી સુયડાંગજી (અ. ૧૫)

અંતં કરંતિ દુક્ખાણં । ઈહ મેગેસિં આહિયં
પુણ એગેસિં । દુલ્લભેયં સમુસ્સએ ॥ ૧૭ ॥

ઇઓ વિદ્ધંસ માણુસ્સ, પુણો સંબોહી દુલ્લભા ।
દુલ્લહાઓ તહચ્ચાઓ, જે ધમ્મટ્ઠં વિયાગરે ॥૧૮॥

ભાવાર્થ—મનુષ્યજ સર્વ દુઃખોનો નાશ કરી શકે છે; પરંતુ મનુષ્ય જન્મની પ્રાપ્તિ બહુ કઠણ છે. મનુષ્ય જન્મથી ભ્રષ્ટ થયેલા જીવોને ફરીને સમ્યકત્વ શુદ્ધ લેસ્યા, મનુષ્ય જન્મ અને મનુષ્ય કર્ત્તવ્ય પ્રાપ્ત હોવાં બહુ દુર્લભ છે.

૫૦ શ્રી આચારંગજી (અ. ૨ ગા. ૧૧)

જાવ સોય પરિણ્ણાણેહિં અપરિહાય માણે,
નેત્ત પરિણ્ણાણેહિં અપરિહાય માણે,
ઘાણ પરિણ્ણાણેહિં અપરિહાય માણે,
રસ પરિણ્ણાણેહિં અપરિહાય માણે,
ફાસ પરિણ્ણાણેહિં અપરિહાય માણે,
ઇચ્ચે તે હિં વિરૂ વરૂવેહિં,
પરિણ્ણાણેહિં અપરિહાય માણે,
આયટ્ઠ સમ્મં સમણુવાસેજજસિ ત્તિબેમિ ॥૧૧॥

ભાવાર્થ—અહોભાગ્ય ! જ્હાં લગી શ્રોત, ચક્ષુ, ઘ્રાણ, રસ અને સ્પર્ષ એ પાંચે ઇન્દ્રિયોની જ્ઞાન શક્તિ કમી નથી થઇ; તે દરમ્યાન આત્માર્થે સંયમ-અનુષ્ટાનનું સમ્યક્ રીતિથી પાલન કર એમ હું કહું છું. ।૧૧।

૫૧ શ્રી આચારંગજી ( અ. ૪ ઉ. ૧ )

સમેમાણા પલેમાણા પુણો પુણો જાતિપકપ્પંતિ ॥૫॥

ભાવાર્થ—સંસારમાં આસકત બની જે ફસી રહે છે, તે સંસારમાં વારંવાર પરિભ્રમણ કરે છે.

૫૨ શ્રી આ. ( અ. ૪ ઉ. ૨ )

વયં પુણ એવ-માઇકખામો, એવં ભાસામો, એવં પરૂવેમો, એવં પન્નવેમો, સવ્વે પાણા, સવ્વે ભૂયા, સવ્વે જીવા, સવ્વે સત્તા, ણ હંતવ્વા, ણ અજજ વેતવ્વા, ણ કિલા મેઅવ્વા, ણ પરિ ઘેતવ્વા, ણ પરિયા વેયવ્વા, ણ ઉદ્દવ યવ્વા, એત્થવિ જાણ હણત્થિત્થ દોસો—આરિય વયણ-મેયં ॥ ૧૦ ॥

ભાવાર્થ—હું એમ કહું છું, એમ બોલું છું, કે કોઇ પણ જીવને કોઇ પણ પ્રયોજનથી મારવું નહીં,

દુઃખ દેવું નહીં, સંતાપ ઉપજાવવો નહીં, કિલામના દેવી નહીં, જીવથી શરીર પૃથક કરવું નહીં, એમાં પાપ નથી અને એ આર્યના વચન છે.

### ૫૩ શ્રી આ. (અ. ૪ ઉ. ૩)

અણુ વીઈ પાસણિકિખત્ત દંડા જે કેઇ સત્તા પલિયં ચયંતિ, ણરે મુયચ્ચા ધમ્મ વિદુત્તિ અંજૂ આરંભજં દુકખમિણંતિ ણચ્ચા એવ માહુ સમત્ત દંસિણો ॥૨॥

ભાવાર્થ— અહો ભવ્ય ? તું વિચાર કર ને દેખ કે જે – આરંભને દુઃખનું કારણ જાણી ત્યાગ કરે છે; તેમજ શરીરની કીંચીત માત્ર દરકાર નહીં કરતાં ધર્મ પરાયણ તથા સરલ સ્વભાવી થઇ કર્મ ત્રોડે છે, તેજ સાચો સમ્યક દર્શી છે.

### ૫૪ શ્રી આ. (અ. ૪ ઉ. ૩)

વિગિંચ કોહં અવિકંપ માણે
ઇમં ણિરૂદ્ધાઉયં સંપેહાએ ॥ ૬ ॥

ભાવાર્થ— મનુંષ્ય જન્મનું આયુષ્ય અલ્પ છે,

અને એમાંથી પણ પ્રતી દીન આયુષ્ય કમી થતું જાય છે; એવો વિચાર કરી, હિંમત ધારી ક્રોધ રૂપ શતરૂનો નાશ કર.

## ૫૫ શ્રી આ. ( અ. ૪ ઉ. ૪ )

વિગિંચ મંસસોણિયં એસ પુરિસે દવિએ વીરે
આયાણિજ્જે વિયાહિએ જે ધુણાત્તિ સમુસ્સયં
વસિતા બંભ ચેરંમિ ॥ ૪ ॥

ભાવાર્થ— અહો મુમુક્ષુ ! તું તારૂં શરીર, રકત તથા માંસ, તપશ્ચર્યાથી શુષ્ક કર ! કેમ કે જે બ્રહ્મ-ચર્યમાં સદૈવ સ્થિર રહી, તપશ્ચર્યાથી શરીરનુ દમન કરે તેજ પુરૂષ મુકિત ગમન યોગ્ય હોવાથી માનનીય કહેવાય છે.

## ૫૬ શ્રી આ. ( અ. ૫ ઉ. ૨ )

પુઢો છંદા ઇહ માણવા, પુઢો દુકખં પવેદિતં સે
અવિહિંસ માણે અણુવય માણે પુઢો ફાસે
વિપ્પણી દલ્લએ એસ સમિયા પરિયાએ વિયાહિતે ।૪।

ભાવાર્થ—આ સંસારમાં મનુષ્યના આશય અને દુઃખ પૃથક પૃથક છે; માટે કોઇની ઘાત કરવી નહીં, અસત્ય બોલવું નહીં તથા આવેલ પરીસા સમ્યક ભાવે સહન કરવા, એ સાધુ પ્રશંસનીય કહેવાય છે.

૫૭ શ્રી આ. ( અ. ૫. ઉ. ૨ )

સે સુયંચમે અજ્ઝત્થંચમે, બંધ વ મોકખો ચ તુજ્જ અજ્ઝત્થેવ; એત્થ વિરતે અણગારે દીહરાયં મિતિકખએ ॥ ૧૧ ॥

ભાવાર્થ— અહો જમ્બુ ! મેં સાંભળ્યું છે, મેં અનુભવ્યું છે કે– કર્મોથી મુકત થવું એ કાર્ય પોતાના આત્માથીજ બની શકે છે; માટે પરિગ્રહત્યાગી મુનિઓએ જીવન પર્યંત આવેલ સર્વે સંકટો નિશ્ચલપણે સહન કરવા.

૫૮ શ્રી આ. ( અ. ૫ ઉ. ૩ )

સુણિત્તા સચે અકામે અઝંઝે ॥ ૫ ॥

ભાવાર્થ–વિષય કષાયથી દુર્દશા થાય છે, એવું વિચારી પોતે વિષય કષાયની ઇચ્છાથી રહિત બને.

૫૯ શ્રી આ. ( અ. ૫ ઉ. ૩ )

ઇમેણં ચેવ જુજ્ઝાહિ, કિંતે જુજ્ઝેણ બજ્ઝઓ,
જુદ્ધારિહં ખલુ દુલ્લહં ॥ ૬ ॥

ભાવાર્થ— તમે આપણા શરીર સાથે યુદ્ધ કરો, અન્ય બાહ્ય યુધ્ધ કરવામાં કાંઇ ફાયદો નથી. યુધ્ધને લાયક આવું શરીર ફરી મળવું મુશ્કેલ છે.

૬૦ શ્રી આ૦ ( અ. ૮ ઉ. ૧ )

સત્તા કામેહિં માણવા
અબલેણ વહં ગચ્છંતિ
સરીરેણં પભંગુરેણં ॥ ૯ ॥

ભાવાર્થ:- મનુષ્ય કામ ભોગમાં આસક્ત થઇને ક્ષણભંગુર શરીર માટે પાપ કરીને દુ:ખી થાય છે.

૬૧ શ્રી દશાશ્રુત સ્કંધ ( પાંચમો ઉદ્દેશો )

જહાય મત્થએ સૂઇએ, હયાએ હમ્મઇ તલે,
એવં કમ્માણિ હમ્મંતિ, મોહણિજ્જે ખયં ગએ ૧૧

સેણા વતિ મિણિહંતે, જહાસેણા પણસ્સઇ,
એવં કમ્મ પણાસ્સંતિ, મોહણિજ્જે ખયંગએ ૧૨

ધુમ હીણો જહા અગ્ગી, ખીયંતિ સે નિરંધણં,
એવં કમ્માણિ ખીયંતે, મોહણિજ્જે ખયંગએ ૧૩

સુક્કમુલે જહા રૂક્ખે, સિસ્સમાણેણ રોહંતિ,
એવં કમ્માણ રોહંતિ, મોહણિજ્જે ખયંગએ ૧૪

જહા દદ્ધાણં બીયાણં, ણ જાયંતિ પુણં કુર,
કમ્મ બીએસુ, દહેસુ ન જાયંતિ ભવંકુરા ૧૫

ભાવાર્થઃ- જે પ્રકારે તાલવૃક્ષનું મસ્તક છેદવાથી તે વૃક્ષનો નાશ થાય છે; તેમ મોહની કર્મનો નાશ હોવાથી સર્વ કર્મોનો નાશ થાય છે. ।૧૧। જેમ સેનાધિપતિનો નાશ થવાથી સેના ભાગનાશ કરે છે; તેમ મોહની કર્મનો નાશ થવાથી બાકીના સર્વ કર્મો નાશી જાયં છે. ।૧૨। ધુમાડા રહિત અગ્નિ લાકુડાના અભાવથી નાશ પામે છે; તેમ મોહની કર્મના અભા-વથી સર્વ કર્મો નાશ પામે છે. ।૧૩। જે વૃક્ષનું

મુલ સુકાઇ ગયું છે તેને પાણી સીંચવાથી પણ પુનઃ પલવિત થતું નથી; તેમ મોહની કર્મને નાશ થવાથી ફરિ કોઇ કર્મ—અંકુર પ્રકટ થતું નથી. ।૧૪। જેમ ભુંજેલ ધાન્યનું બી પૃથ્વી પાણીના સંયોગથી પણ પુનરપિ અંકુરોત્પત્તિ કરી શકતું નથી; તેમ કર્મરૂપ બીજ દગ્ધ હોવાથી પૂરી ભવાંકુરની ઉત્પત્તિ થતી નથી. ।૧૫।

॥ ઇતિશ્રી સુત્રની ગાથાઓ સમાપ્ત ॥

॥ ઇતિશ્રી રસબિન્દુ ૧ લું સમાપ્ત ॥



# રસ બિંદુ ૨ જું

## સ્તોત્રો

### ૧ શ્રી ચિંતામણી પાર્શ્વનાથ મંત્રો ગર્ભિત સ્તોત્ર

(શાર્દૂલ છંદ)

કિં કર્પૂર મયં સુધારસ મયં કિં ચંદ્રરોચિર્મયં,
કિં લાવણ્ય મયં મહામણિ મયં કારૂણ્ય કેલિ મયં;
વિશ્વાનંદ મયં મહોદય મયં શોભામયં ચિન્મયમ્,
શુકલધ્યાન્ મયં વપુર્જીનપતે ર્ભુયાદ્ ભવાલંબનમ્. ૧
પાતાલંકયન્ ધરાં ધવલયન્નાકાશ મા પૂરયન્,
દિક્ચક્રં ક્રમયન્ સુરાસુર નર શ્રેણી ચ વિસ્માપયન્;
બ્રહ્માંડ સુખયન્ જલાનિ જલધેઃ ફેનોત્થ લાલોલયન્,
શ્રી ચિંતામણિ પાર્શ્વ સંભવયશો હંસશ્ચિરં રાજતે. ૨
પૂણ્યાનાં વિપણિ સ્તમો દિનમણિઃ કામેભકુંભે શૃણિ,
મોક્ષે નિસ્સરણિઃ સૂરેંન્દ્ર કરિણિઃ જ્યોતિઃ પ્રકાશારણિ;
દાને દેવ મણિર્ન તોત્તમ જન શ્રેણીઃ કૃપાસારણી,
વિશ્વાનંદ સુધા ઘૃણિર્ભવભિદે શ્રી પાર્શ્વ ચિંતામણિ. ૩

*શ્રી ચિંતામણિ પાર્શ્વવિશ્વ જનતા સંજીવન સ્ત્વં મયા,
દ્દષ્ટ સ્તાત તતઃ શ્રિયઃ સમભવન્નાશ ક્રમા ચક્રિણમ્;
મુક્તિઃ ક્રીડતિ હસ્તયોર્બહુ વિધં સિદ્ધં મનોવાંચ્છિતં,
દુર્દૈવં દુરિતં ચ દુર્દિનં ભયં કષ્ટં પ્રનષ્ઠં મમ. ૪

યસ્ય પ્રૌઢ તમઃ પ્રતાપ તપનઃ પ્રોદ્દામ ધામા જગ,
જંઘાલઃ કલિ કાલ કેલિ દહનો મોહાન્ધ વિધ્વંસકઃ;
નિત્યોદ્યોત પદં સમસ્ત કમલા કેલિગ્રહં રાજતે,
સ શ્રી પાર્શ્વ જીનો જનં હિત કૃત શ્ચિંતામણી પાતુ મામ્. ૫

વિશ્વવ્યાપિ તમોહિનસ્તિ તરણિર્બા લોઽપિ કલ્પાંકુરો,
દારિદ્રાણિ ગજાવલીં હરિ શિશુઃ કાષ્ટાનિ વહ્નેઃ કણઃ;
પીયુષસ્ય લવોપિ રોગ નિવહં યદ્વત્તથા તે વિભો,
મૂર્તિ સ્ફુર્તિમતી સતી ત્રી જગતાં કષ્ટાનિ હર્તું ક્ષમા ૬

---

*આ સ્તોત્રમાં સ્તોત્ર ઘડનારનું નામ નથી; આ ચોથી ગાથા વિચારતાં આ કોના શબ્દો છે, એ સવાલનો જવાબ મળતો નથી.

શ્રી ચિંતામણિ મંત્ર મોંકૃતિયુતં હ્રોંકાર સારાશ્રિતં,
શ્રી મર્હંનમિઉણું પાશ કલિતં ત્રૈલોકય વશ્યા વહં;
દ્વેધા ભૂત વિષાપહં વિષહરંશ્રેયં: પ્રભાવાશ્રયં,
સોલ્લાસં વસહાંકિતં જીન પુલિંગ ગાનંદનં દેહિનાં. ૭
હ્રીં શ્રીં કારવરં નમોક્ષરપરં ધ્યાયન્તિ યે યોગીનો,
હ્દ્પદ્મે વિનિવેશ્ય પાર્શ્વ મધિપં ચિંતામણિ સંજ્ઞકં;
ભાલે વામ ભુજેચ નાભિ કરયો ર્ભુયો ભુજે દક્ષિણે,
પશ્ચાદષ્ટ દલેષુતે શિવપદં દ્વીત્રૈર્ભવૈર્યાં ત્યહો. ૮

(સ્ત્રગ્ધરા છંદ)

નોરોગા નૈવ શોકા ન કલહ કલના નારિ મારિ પ્રચારા,
નૈ વ્યાધિર્ના સમાધિર્ન ચદર દુરિતે દુષ્ટ દારિદ્રતાનો;
નોશા કિન્યો ગ્રહાનો ન હરિ કરિગણા વ્યાલ વૈતાલ જાલા,
જાયન્તે પાર્શ્વ ચિંતામણિ મતિવસતાં પ્રાણિનાં ભક્તિ ભાજાં ૯

(શાર્દુલ છંદ)

ગીર્વાણ દ્રુમધેનુ કુંભમણિ યસ્ત સાંગણે રંગીણો,
દેવા દાનવ માનવાઃ સવિનયં તસ્મૈ હિતં ધ્યાયનિઃ;

લક્ષ્મી સ્તસ્ય વશાવંશે વગુણિનાં બ્રહ્માંડ સંસ્થાયિની,
શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ મનિશં સંસ્તૌતિયો ધ્યાયતિ. ૧૦

## (માલિની છંદ)

ઇતિ જીનપતિ પાર્શ્વ પાર્શ્વઃ પાર્શ્વાખ્ય યક્ષઃ,
પ્રદલિત દુરિતૌઘઃ પ્રિણિત પ્રાણિ સાર્થઃ;
ત્રિભુવન જન વાંચ્છા દાન ચિંતામણિકઃ,
શિવ પદ તરૂ બીજં બોધિ બીજં દદાતુ. ૧૧

અર્થઃ–શ્રી જીનેંદ્ર ભગવાનનું શરીર અહા! કપુર જેવું શ્વેત, અમૃત જેવું મિષ્ટ, ચંદ્રની કાન્તિ જેવું શીતળ અને પ્રકાશીત, સુંદર મોટા મણી જેવું પ્રકાશીત, કારૂણ્યતાની ભૂમીકારૂપ, સમગ્ર વિશ્વને આનંદમય, મહા ઉદયવાળું, શોભાવાળું, સચીત સ્વરૂપ, શુકલ ધ્યાનમાં નિમગ્ન, એવાં શ્રી જિનેન્દ્ર ભગવાન સંસારના આધાર રૂપ હો. ।૧। પાતાળમાં પણ પ્રવેશ કરી રહેલો, પૃથ્વીને ઉજવલ કરતો, આકાશમાં સર્વ સ્થળે વ્યાપ્ત થતો, દિશાઓના ચક્રને પણ ઉલ્લંઘી જતો, દેવ

દાનવોને વિસ્મય પમાડતો, ત્રણે જગતને સુખ આપતો, સમુદ્રમાં શ્વેત ફીણુથી શોભાયમાન જળને ઉછાળી નાંખતો, એવો શ્રી પાર્શ્વનાથ ચિંતામણીનો યશરૂપી હંસ ચીરંકાળ શોભે છે. ॥૨॥ પુણ્યના હાટ (ભંડાર) રૂપ, પાપ રૂપી અંધકારમાં સૂર્ય રૂપ, વિષય રૂપી હાથીને વશ કરવામાં અંકુશ રૂપ, મોક્ષમાં ગમન કરવા માટે નિસરણી રૂપ, આત્મજ્ઞાન રૂપ જ્યોતીને પ્રકાશ આપવામાં અરણીના વૃક્ષ સમાન, દાન દેવામાં ઇન્દ્ર સમાન, એમની (શ્રી પાર્શ્વનાથની) આગળ નમન કરી રહેલી સજ્જન પુરૂષોની પંકિતને કૃપાની નદી સમાન, વિશ્વમાં આનંદ રૂપી અમૃતના તરંગ સમાન શ્રી પાર્શ્વ ચિંતામણી (ભગવાન) સંસાર સમુદ્રનું ઉચ્છેદન કરનાર આપજ છો. ।૩। હે તાત! (હે શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ!) આખા વિશ્વના જીવન રૂપ, સચ્ચીદાનંદ શ્રી ચિંતામણી પાર્શ્વનાથ જ્યારથી મને આપના દર્શન થયાં છે, ત્યારથીજ ઇન્દ્ર દેવ તથા ચક્રવર્ત્તિ પર્યંતની સમૃદ્ધિ મને પ્રાપ્ત થઇ

છે. મારા હસ્તમાંજ મુકિત રૂપી દેવી ક્રીડા કરી રહી છે. મારી વિવિધ પ્રકારની મનની અભિલાષાઓ સિદ્ધ થઈ છે, અને મારૂં દુર્દૈવ, મારૂં પાપ અને મારૂં દુઃખ તથા મારો દારિદ્રતાનો ભય સમૂળ નાશ પામ્યો છે. ॥૪॥ હે અતિશય પ્રતાપવાન સૂર્યરૂપ, અતિ ઉત્કટ જગતરૂપી ધામને તથા કળી કાળના મહિમાને દહન કરનારા, મોહરૂપી અંધકારનો નાશ કરનારા, અને જેનું સમસ્ત પ્રકારની સમૃદ્ધિ ધારણ કરનાર પદ હમેશ શોભી રહ્યું છે, એવા શ્રી પાર્શ્વનાથ ભગવાન જગતના જીવોનું હીત કરનાર ચિંતામણી મારૂં રક્ષણ કરો. ।૫। સૂર્ય બાલ્યાવસ્થામાં હોવા છતાં પણ વિશ્વમાં વ્યાપી રહેલા અંધકારનો નાશ કરે છે, કલ્પવૃક્ષનો એકજ અંકુર (ફણગો) દારિદ્રતાનો નાશ કરવામાં સમર્થ છે, સિંહનું એક નાનું બાળકજ હાથીઓના સમુહનો નાશ કરે છે, અગ્નિનો એક સુક્ષ્મ કણ કાષ્ટના જથ્થાને ભસ્મવત્ કરી નાંખે છે, અમૃતનું એકજ બિંદુ રોગને નિર્વંશ કરે છે, તેજ પ્રમાણે હે વિભો! મનુષ્યોની મતિમાં

સ્ફુરણા કરનારૂં તમારૂં શરીર ત્રણે જગતનાં દુઃખો હણવાને માટે સમર્થ છે. ॥૬॥ ॐ શબ્દની આકૃતિવાળો હ્રીંકારથી યુક્ત શ્રી મર્હંનમિઉણના મંત્રથી બદ્ધ થયેલો, ત્રણે લોકને વશ વર્તાવનાર, વિષયરૂપી ઝેરનો નાશ કરનાર, કલ્યાણકારક, પ્રભાવવાળો, વ સ હ ઇત્યાદિક અક્ષરોથી યુક્ત એવા મનુષ્ય માત્રને આનંદ રૂપ શ્રી ચિંતામણી નામનો મંત્ર છે. ॥૭॥ હ્રીં શ્રીં ઇત્યાદિ આકારથી યુકત મંત્રનું જે યોગીઓ હૃદય કમળમાં અધિષ્ટા ભગવાનના ચિંતામણી સંજ્ઞાવાળો જેની પૂર્વમાં નમો મુકેલા છે એવો હ્રીઁ શ્રીઁકારાદિ ઉત્તમ વર્ણ યુકત મંત્રને હૃદય કમળમાં ધારણ કરીને કપાળને વિષે, ડાબા હાથને વિષે, નાભિમાં અને ઘણે ભાગે જમણા હાથમાં અને ત્યાર પછી આઠે દલોની વિષે ધ્યાન ધરે છે, તે બે ત્રણ ભવ પછી મોક્ષ ધામમાં સિધારે છે. એ શું આશ્ચર્ય જનક નથી? ॥૮॥ જે ભકિતવાન પ્રાણીઓ શ્રી ચિંતામણી પાર્શ્વનાથમાં પોતાની વૃત્તિ જોડે છે, તેઓને રોગ, શોક, કલેષ, અશાન્તિ, ભય; પાપ, દુષ્ટ

દારિદ્રપણું, શત્રુદ્વારા ઉપજતી વ્યાધિ તથા શકિતની, ભૂત, પિશાચ વિગેરે તથા હાથી તથા સિંહના સમૂહો દુઃખરૂપ થઇ શકતા નથી. ॥૯॥ જે પ્રાણી શ્રી ચિંતામણી પાર્શ્વનાથની હમેશ સ્તુતિ કરે છે તથા ધ્યાન ધરે છે તેના આંગણાંમાં રાગાદિ આનંદ થયાજ કરે છે, તેને કલ્પવૃક્ષ, કામદુર્ગા ધેનું, પારસમણી ઈત્યાદિ અલૌકિક પ્રદાર્થ પ્રાપ્ત થાય છે. દેવ દાનવ અને મનુષ્યો સુદ્ધાં વિનયથી તેના હિતનુંજ ચિંતવન કર્યા કરે છે. ગુણવાન પુરૂષોને આ બ્રહ્માંડમાં પ્રાપ્ત થતી સમસ્ત લક્ષ્મિ તેને વશ વર્તે છે. ॥૧૦॥ આ પ્રમાણે જીનપતિ શ્રી પાર્શ્વનાથ ભગવાનની પાસે રહેનારો પાર્શ્વ નામનો યક્ષ, જેનાં પાપકર્મો નષ્ટ થઇ ગયાં છે, અને તે ભગવાનને જન સમુદાયને સંતુષ્ટ કર્યા છે, અને જે ત્રણે ભુવનની વાંચ્છા પુરવામાં ચિંતામણી સમાન છે, તે મોક્ષપદ રૂપી વૃક્ષનું બીજ રૂપ સમકીત મને અર્પણ કરો. ॥૧૧॥

॥ ઇતિ શ્રી ચિંતામણી પાર્શ્વનાથ સ્તોત્ર સંપૂર્ણ ॥



## ૨ સંથારાની ટુંકી પ્રતિજ્ઞા

—: દોહરો :—

આહાર શરીર ને ઉપધી પચખું પાપ અઢાર;
કાળ આવે તો જાવ જીવ, જીવું તો આગાર.

॥ ઇતિ શ્રી સંથારાની પ્રતિજ્ઞા સમાપ્ત ॥



## ૩ શ્રી રત્નાકર પચ્ચીશી (મુળનું અવતરણ)

( હરીગીત )

મંદિર છો મુક્તિ તણા માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ઈંદ્ર નર ને દેવતા સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાન કળા તણા. ૧
ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ સંસારનાં દુઃખો તણાં;

વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચરૂં,
જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરૂં. ૨

શું બાળકો માબાપ પાસે બાળક્રીડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે ?
તેમજ તમારી પાસ તારક આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહું તેમાં કશું ખોટું નથી. ૩

મેં દાન તો દીધું નહિ ને શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઇ પણ પ્રભુ નવ કર્યું;
મ્હારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું! નિષ્ફળ ગયું ! ૪

હું ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડસ્યો મને;
ગળ્યો માન રૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને ?
મન મારૂં માયા જાળમાં મોહન! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે. ૫

મેં પર ભવે કે આ ભવે પણ હિત કાંઇ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિ;

જન્મો અમારા, જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા. ૬

અમૃત ઝરે તુજ મુખ રૂપી ચંદ્રથી તોપણ પ્રભુ !
ભીંજાય નહિ મુજ મન અરેરે! શું કરૂં હું તો વિભુ?
પત્થર થકી પણ કઠણ મારૂં મન ખરે કયાંથી દ્રવે?
મરકટ સમા આ મન થકી હું તો પ્રભુ હાર્યો હવે. ૭

ભમતા મહા ભવ સાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણ રૂપી રત્ન ત્રય દુષ્કર ઘણાં;
તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ પોકાર હું જઇને કરૂં? ૮

ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યનાં રંગો ધર્યાં,
ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યાં;
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું?
સાધુ થઇને બ્હારથી દાંભિક અંદરથી રહું. ૯

મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઇને,
ને નેત્રને નિંદિત કર્યાં પરનારીમાં લપટાઇને;

વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે ચાલાક થઇ ચુકયો ઘણું. ૧૦
કરે કાળજાને કતલ પીડા કામની બિહામણી,
એ વિષયમાં બની અંધ હું વિડંબના પામ્યો ઘણી;
તે પણ પ્રકાસ્યું આજ લાવી લાજ આપ તણી કને,
જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને. ૧૧
નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રના વાકયો વડે હણી આગમોની વાણીને;
કુદેવની સંગત થકી કર્મો નકામાં આચર્યાં,
મતિ ભ્રમ થકી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા. ૧૨
આવેલ દૃષ્ટિ માર્ગમાં મૂકી મહાવીર આપને,
મેં મૂઢધિયે હૃદયમાં ધ્યાયા મદનના ચાપને;
નેત્ર બાણો ને પયોધર નાભિ ને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણાં, છટકેલ થઇ જોયા અતિ. ૧૩
મૃગનયણી સમ નારી તણાં મુખચંદ નીરખવા વતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગૂઢો અતી;

તે શ્રુત રૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી. ૧૪

સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણ તણો નથી,
ઉત્તમ વિલાસ કળા તણી દેદીપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી, તોપણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિ તણી સંસારમાં ખેલ્યા કરૂં. ૧૫

આયુષ્ય ઘટતું જાય તોપણ પાપ બુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું પાયા વિનાના ઘર ચણું. ૧૬

આત્મા નથી પરભવ નથી વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મેં ધરી કાન પીધી સ્વાદથી;
રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુ આપશ્રી તોપણ અરે,
દીવો લઇ કુવે પડયો ધિક્કાર છે મુજને ખરે. ૧૭

મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ;

પામ્યો પ્રભુ નર ભવ છતાં રણમાં રડયા જેવું થયું,
ધોબી તણા કુત્તા સમું મમ જીવન સહુ એળે ગયું. ૧૭

હું કામધેનું કલ્પતરૂ ચિંતામણિના પ્યારમાં,
ખોટા છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર કરૂણા કંઇ. ૧૮

મેં ભોગ સારા ચિંતવ્યા તે રોગ સમ ચિંત્યા નહિ,
આગમન ઈચ્છયું ધન તણું પણ મૃત્યુને પ્રીછયું નહિ;
નહિ ચિંતવ્યું મેં નરક કારાગ્રહ સમી છે નારીઓ,
મધુ બિંદુની આશા મહીં ભય માત્ર હું ભૂલી ગયો. ૨૦

હું શુધ્ધ આચારો વડે સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારનાં યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થના ઉદ્ધાર આદિ કોઈ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે આ લક્ષ ચોરાશી તણા ફેરા ફર્યા. ૨૧

ગુરૂવાણીમાં વૈરાગ્ય કેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જન તણાં વાકયો મહીં શાંતિ મળે કયાંથી મને ?

તરૂં કેમ હું સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી,
ફુટેલ તળીઆનો ઘડો જળથી ભરાય કેમ કરી ? ૨૨
મેં પરભવે નથી પુણ્ય કીધું ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો કયાંથી થશે હે નાથજી ?
ભૂત ભાવી ને સાંપ્રત ત્રણે ભવ નાથ હું હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો. ૨૩
અથવા નકામું આપ પાસે નાથ શું બકવું ઘણું,
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતાતણું;
જાણો સ્વરૂપ ત્રણલોકનું તો મારૂં શું માત્ર આ ?
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં પાઇની તો વાત કયાં ? ૨૪
ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ !
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં જોતાં જડે હે વિભુ;
મુક્તિ મંગળ સ્થાન તોય મુજને ઈચ્છા ન લક્ષ્મી તણી,
આપો સમ્યગ્ રત્ન શ્યામ જીવને તો તૃપ્તિ થાયે ઘણી. ૨૫

॥ ઇતિ શ્રી રત્નાકર પચીશી સમાપ્ત ॥

॥ ઇતિ શ્રી રસ બિન્દુ ૨ જું સમાપ્ત ॥

# રસ બિંદુ ૩ જું.

## ચિંતવના (ભાવના)

### ૧ શ્રાવકના ત્રણ મનોરથ

પહેલો મનોરથઃ—કયારે હું બાહ્યાંતર પરિગ્રહ ત્યાગી થાઉં, અલ્પ મુર્ચ્છાવાળો થાઉં. દુર્ગતિને વધારનારા કામ, ક્રોધ, મદ, માયા, લોભ, વિષય અને કષાય ઉપ સમાવું. અજ્ઞાન, મોહ, મત્સર, રાગ અને દ્વેષને દુર કરવા માટે સાવધાન વર્તુ. જ્ઞાન ક્રિયા, ક્ષમા, દયા, સત્ય, સંતોષ, બોધ બીજ, સંયમ અને બ્રહ્મચર્યથી ગુણવાન બનું. સાધુ સાધવી અને શ્રાવક શ્રાવિકાંઓની ભકિત સવિશેષ કરી હૃદય શુદ્ધ બનાવું. પરોપકાર કરી પરમાર્થ માર્ગનું આરાધન કરૂં, વિચારોની શ્રેણી સુધારૂં. ન્યાય, નીતિ અને વિવેકને યોગ્ય પ્રમાણે પાળું. દુઃખી દર્દીની વય્યાવચ્ચ કરૂં, પ્રિય બનું. અપંગ, અનાથ જનોને સુખ–શાન્તિ

આપું. મ્હારા દ્રવ્ય, શરીર, શકિત અને વખતનો ભોગ આપી અધર્મી જનોને ધર્મી, પાપીઓને પુન્યવાન, શિથિલોને દ્રઢ શ્રદ્ધાવાન બનાવું. પૂર્વે થયેલાં શ્રાવકાત્માએના ચરિત્રોનું પુનઃ પુનઃ સ્મરણ, મનન કરી, મ્હારા દુર્ગુણો–દોષોને વોસરાવી સદ્‌ગુણી બનું. શ્રાવકના આચાર વિચારોનું યથાર્થ પાલન કરૂં. બળ વિર્યનું સ્ફુરણ કરી સમ્યકત્વનું સમ્યક્ રીતે સેવન કરૂં. આવી રીતે અનેક પ્રકારેથી ધર્મ–દેશ–જ્ઞાતિ અને કુટુંબની સેવા બજાવી એકાંત ત્યાગ વૈરાગ્યને આદરવા માટે એવો દિવસ કયારે આવે કે મુનિમાર્ગનું સેવન કરવા પરિગ્રહને ત્યાગું. ધન્ય છે આ દિવસને–આવો સુયોગ કૌટુંબીક ચિંતાથી મુકત થઈ કયારે પ્રાપ્ત થાય.

બીજો મનોરથઃ–કયારે હું સંસાર ત્યાગી, નવ પ્રકારના મુંડન કરી દશમા મસ્તકનું લુંચન કરૂં. નવ વાડે વિશુદ્ધ બ્રહ્મચારી બની આત્મ વીર્યનું કર્મોક્ષીણ કરવા પુરૂષાર્થ સેવું. સદા ધ્યાન, સમાધિ, યોગની ક્રિયામાં કુશળ રહી પવિત્ર શાસ્ત્રોના અધ્યયન, ગાથાઓ

પદો અને શબ્દોની ધ્વની અંતરમાં ઉતારી તેઓનો પરમાર્થ જાણું, તેમાં ચિત્તવૃત્તિઓને લય કરૂં. ભાવિતાત્માવંત મુનિ મહારાજની ક્રિયા, સંવેગ અને સમ્યક્ પ્રકારે આરાધવાનો અપૂર્વ સમય પામું એવા એ મુનિ માર્ગને અને જે દિવસ આરાધું તે દિવસનેજ ધન્ય છે, આવો સમય શિઘ્ર પ્રાપ્ત થાઓ.

ત્રીજો મનોરથઃ—આ દેહાદિ સર્વે સામગ્રીઓ આયુષ્ય સ્થિતિ સમાપ્ત થતાં બધા મ્હારાથી પુર્વે જન્મેલાઓ જેમ છોડી ગયા તેમ હું પણ એક દિવસ મુકીશ. આ વખતે સર્વ પ્રકારના પાપોને આલોવી; નિઃશલ્ય થઇ, સર્વ જીવ રાશીને ખમાવી, લીધેલા વ્રતોને સંભારી અઢારે પાપ સ્થાનકોને વોસરાવી, ચારે આહાર પચ્ચખી, શરીરને છેલ્લા શ્વાસોશ્વાસને વખતે વોસરાવી, ત્રણ પ્રકારની આરાધના આરાધી, ચાર શરણા લઇ, મમતા ત્યાગી, પાદોપગમન અથવા ભક્ત પચ્ચખ્ખાણ સંથારો સ્વિકારી પંડિત મર્ણે દેહથી જીવ

મુક્ત થાય, એવા સમાધિ મર્ણનો સુઅવસર પ્રાપ્ત થાય એવા દિવસને ધન્ય છે. હું પણ એજ અવસ્થા અંતે ઇચ્છું છું, જે મને મળો.

ૐ શાંતિ શાંતિ શાંતિ

## ૨ અપૂર્વ અવસર (શ્રીમદ્ રાયચંદ્ર)

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઇશું બાહ્યાંતર નિગ્રંથ જો?
સર્વ સબંધનું બંધન તિક્ષણ છેદીને,
વિચરશું કવ મહત્પુરૂષને પંથજો. અપૂર્વ ૧
સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહિ,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો. અ૦ ૨
દર્શન મોહ વ્યતિત થઈ ઉપજયો બોધ જે,
દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો;

તેથી પ્રક્ષીણુ ચારિત્ર મોહ વિલોકીયે,
વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો. અ૦ ૩

આત્મ સ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્ય પણે તો વર્તે દેહ પર્યંત જો;
ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહિ તે સ્થિરતાનો અંત જો. અ૦ ૪

સંયમના હેતુથી યોગ પ્રવર્તના,
સ્વરૂપ લક્ષે જિન આજ્ઞા આધીનજો;
તેપણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો. અ૦ ૫

પંચ વિષયમાં રાગ દ્વેષ વિર હિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;
દ્રવ્ય, ક્ષેત્રને કાળભાવ પ્રતિ બંધવણુ,
વિચરવું ઉદયાધીન પણ વીત લોભ જો. અ૦ ૬

ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો;

માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભ પ્રત્યે નહીં લોભ સમાનજો. અ૦ ૭

બહુ ઉપસર્ગ કર્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રી તથાપિ ન મળે માન જો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાનજો. અ૦ ૮

નગ્ન ભાવ, મુંડ ભાવ સહ અસ્નાનતા,
અદંત ધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો;
કેશ, રોમ, નખ, કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્ય ભાવ સંયમ મય નિર્ગ્રંથ સિદ્ધ જો. અ૦ ૯

શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાને વર્તે તેજ સ્વભાવજો;
જીવિત, કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો. અ૦ ૧૦

એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંજોગ જો;

અડોલ આસન ને મનમાં નહીં ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો. અ૦ ૧૧

ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં,
સરસ અન્ને નહીં, મનને પ્રસન્ન ભાવ જો;
રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્‌ગલ એક સ્વભાવ જો. અ૦ ૧૨

એમ પરાજય કરીને ચારિત્ર મોહનો,
આવું ત્યાં જ્યાં કરણ અપૂર્વ ભાવ જો;
શ્રેણી ક્ષપક તણી કરીને આરૂઢતા,
અનન્ય ચિંતન અતિશય શુદ્ધ સ્વભાવ જો. અ૦ ૧૩

મોહ સ્વયંભૂ રમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યાં જ્યાં ક્ષીણ મોહ ગુણ સ્થાન જો;
અંત સમય ત્યાં પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઇ,
પ્રગટાવું નિજ કેવલ જ્ઞાન નિધાન જો. અ૦ ૧૪

ચાર કર્મ ઘનઘાતી તે વ્યવચ્છેદ જ્યાં,
ભવના બીજ તણો આત્યંતિક નાશ જો;

સર્વ ભાવ જ્ઞાતા દ્રષ્ટા સહ શુદ્ધતા,
કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો. અ૦ ૧૫
વેદની યાદિ ચાર કર્મ વર્ત્તે જ્યાં,
બળી સીંદરીવત્ આકૃતિ માત્ર જો;
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પૂર્ણે મટિયે દૈહિક પાત્ર જો. અ૦ ૧૬

મન વચન કાયા ને કર્મની વર્ગણા,
છુટે જહાં સકળ પુદ્ગળ સબંધ જો;
એવું અયોગિ ગુણ સ્થાનક ત્યાં વર્ત્તતું,
મહાભાગ્ય સુખદાયક પૂર્ણ અબંધ જો. અ૦ ૧૭

એક પરમાણુ માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંક રહિત અડોલ સ્વરૂપ જો;
શુદ્ધ નિરંજન ચૈતન્યુ મૂર્તિ અનન્ય મય,
અ ગુરૂ લઘુ અમૂર્ત્ત સહજ પદ રૂપ જો. અ૦ ૧૮

પૂર્વ પ્ર યો ગા દિ કારણના યો ગ થી,
ઉર્ધ્વ ગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;

સાદિ અનંત અનંત સમાધિ સુખમાં,
અનંત દર્શન, જ્ઞાન, અનંત સહિત જો. અ૦ ૧૯

જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શકયા નહીં પણ તે શ્રી ભગવાન જો;
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે?
અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો. અ૦ ૨૦

એહ પરમપદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મેં,
ગજા વગરને હાલ **મનોરથ** રૂપ જો;
તોપણ નિશ્ચય **રાજચંદ્ર** મનને રહ્યો,
**પ્રભુ આજ્ઞાએ થાશું તેજ સ્વરૂપ જો** અ૦ ૨૧

## ૩ ચાર ભાવના–હરિગીત છંદ

સૌ પ્રાણી આ સંસારના, સન્મિત્ર મુઝ વ્હાલા થજો,
સદ્‌ગુણમાં આનંદ માનૂં, મિત્ર કે વેરી હજો;
દુઃખીયા પ્રતિ કરૂણા, ઔર દુષ્મન પ્રતિ મધ્યસ્થતા,
શુભ ભાવના પ્રભુ ચાર આ, પામો હૃદયમાં સ્થિરતા. ૧

## —: ભાવાર્થ :—

૧ મૈત્રી ભાવનાઃ—સંસારના તમામ જીવોને હું મારા પરમ મિત્ર સમજી સૌનું ભલું ઇચ્છુ છું; અને તેઓના તમામ દુઃખો નાશ પામે એમ ચાહુ છું.

૨ પ્રમોદઃ—ગુણાનુરાગ ભાવના—મારૂં ભલું કરવાવાળા મિત્ર અને મને દુઃખ આપવાવાળા શત્રુ—એ બંનેનો હું ગુણ ગ્રાહક છું કેમકેઃ—મિત્રે સદ્‌ગુણમાં પૃષ્ટી કરી અને શત્રુએ દોષમાંથી બચવાની અને સત્યમાં દ્રઢ રહેવાની પ્રેરણા કરી.

૩ કરૂણાઃ—દુઃખીઓના દુઃખ દુર કરવા સદા તત્પર રહેવું. સાચુ દુઃખ—અજ્ઞાન મિથ્યાત્વ અને કુચારિત્રનું સમજી આપણી આત્મા અને પરની આત્માને બચાવવી.

૪ માધ્યસ્થઃ—સમતા ભાવના—તમામ જીવ અને તમામ અવસર ઉપર સમભાવ રાખવો.

## ૪ સમ્યક્ત્વના આઠ ગુણ અને પાંચ ભુષણ

—: દોહા :—

કરૂણા, વત્સલ, સુજનતા, આતમ નિંદા પાઠ;
સમતા, ભક્તિ, વિરાગતા, ધર્મરાગ ગુણ આઠ.

ભાવાર્થ:–કરૂણા, મૈત્રી, ગુણાનુરાગ, આત્મનિંદા ( આપણા દોષોનો પ્રશ્ચાતાપ ) સમભાવ, તત્વ શ્રદ્ધા, ઉદાસીનતા ( રાગ દ્વેષ રહિત રહેવું તે ) અને ધર્મ-પ્રેમ એ આઠ ગુણ મારામાં પ્રગટ થાવ.

—: દોહા :—

ચિત્ત પ્રભાવના ભાવ યુક્ત, હેય ઉપાદેય વાણી;
ધીરજ હર્ષ પ્રવીણતા ભૂષણ પંચ વખાણી.

ભાવાર્થ:–૧ આપ અને બીજાને જ્ઞાનની વૃદ્ધિ કરવી–કરાવવી, ૨ વિવેક પૂર્વક સત્ય, પ્રિય અને હિતકર બોલવું. ૩ દુ:ખમાં ધીરજ ધરવી, સત્યનો

ત્યાગ નહીં કરવો. ૪ સદા સંતોષી, આનંદી રહેવું. ૫ તત્વના જાણકાર–પ્રવીણ બનવું. એ ગુણ મારામાં પ્રગટ થાવ.

॥ ઇતિ શ્રી રસ બિન્દુ ૩ જું સમાપ્ત ॥



# રસ બિંદુ ૪ થું

## શ્રી સાધુ વંદના

નમું અનંત ચોવીશી, ઋષભાદિક મહાવીર;
આર્યક્ષેત્રમાં, ઘાલી ધર્મની શીર. ૧

મહા અતુલ્ય બળિનર, શુર વીર ને ધીર;
તીરથ પ્રવર્તાવી, પહોચ્યા ભવજળ તીર. ૨

શ્રીમંધર પ્રમુખ, જઘન્ય તિર્થંકર વીશ;
છે અઢી દ્વીપમાં, જયવંતા જગદીશ. ૩

એકસોને સિત્તેર, ઉત્કૃષ્ટ પદે જગીશ;
ધન્ય મોટા પ્રભુજી, જેને નમાવું શીશ. ૪

કેવળી હોય કોડી. ઉત્કૃષ્ટા નવ કોડિ;
મુનિ હો સહસ કોડિ, ઉત્કૃષ્ટા નવ સહસ કોડિ. ૫

વિચરે વિદેહે, મોટા તપસી ઘોર;
ભાવે કરિ વંદુ, ટાળે ભવની ખોડ. ૬

ચોવીશે જીનના, સઘળા એ ગણધર;
ચૌદસે ને બાવન, તે પ્રણમું સુખકાર. ૭

જિન શાશન નાયક, ધન્ય શ્રી વીર જિણંદ;
ગૌતમાદિક ગુણ ધરે, વર્ત્તાવ્યો આણંદ. ૮

શ્રી ઋષભ દેવના, ભરતાદિક સો પુત્ર;
વૈરાગ્ય મન આણી, સંયમ લિયો અદભૂત. ૯
કેવળ ઉપરાજ્યું, કરી કરણી કરતુલ;
જિનમત દીપાવી, સઘળા મોક્ષ પહુંત. ૧૦

શ્રી ભરતેશ્વરના, હુઆ પટોધર આઠ;
આદિત્ય જશાદિક, પહોત્યા શિવપુર વાટ. ૧૧

શ્રી જીન અંતરના, હુવા પાટ અસંખ્ય;
મુનિ મુગતે પહોચ્યા, ટાળિ કર્મના વંક. ૧૨

ધન્ય કપિલ મુનિવર, નમિ નમું અણગાર;
જેણે તરતજ ત્યાગો, સહસ રમણિ પરિવાર. ૧૩

મુનિવર હરકેશી, ચિત્ત મુનીશ્વર સાર;
શુદ્ધ સંયમ પાળી, પામ્યા ભવનો પાર. ૧૪

વળિ ઈશુકાર રાજા, ઘેર કમળાવતિ નાર;
ભગૂ ને જશા તેહના હોય કુમાર. ૧૫
ઋદ્ધિ છએ છાંડી, લીધો સંયમ ભાર;
ઇણ અલ્પ કાળમાં, પામ્યા મોક્ષ દ્વાર. ૧૬
વળી સચંતિ રાજા, હરણ આહિડે જાય;
મુનિવર ગદ્દ ભાળ, આણ્યો મારગ ઠાય. ૧૭
ચારિત્ર લેઇને, ભેટ્યા ગુરૂના પાય;
ક્ષત્રિરાજ રૂષીશ્વર, ચર્ચા કરી ચિત લાય. ૧૮
વળિ દશ ચક્રવર્તિ, રાજ્ય રમણિ રૂદ્ધિ છોડ;
દશે મુગતે પહોત્યા, કુળને શોભા ચોડ. ૧૯
ઇણ અવસર્પિણીમાં, આઠ રામ ગયા મોક્ષ;
બળભદ્ર મુનિશ્વર, ગયા પંચમ દેવલોક. ૨૦
દશાર્ણભદ્ર રાજા, વીર વાંધ્યા ધરિ માન;
પછી ઈંદ્ર હઠાયો, દિયો છકાય અભેદાન. ૨૧
કરકુંડ પ્રમુખ, ચારે પ્રત્યેક બુદ્ધ;
મુનિ મુગતે પહોત્યા, જીત્યા કર્મ મહા જોદ્ધ. ૨૨

ધન્ય મ્હોટા મુનિવર, મૃગા પુત્ર જગીશ;
મુનિવર અનાથી, જીત્યા રાગ ને રીશ. ૨૩

વળી સમુદ્રપાળ મુનિ, રાજીમતિ રહનેમ;
કેશી ને ગૌતમ, પામ્યા શીવપુર ક્ષેમ. ૨૪

ધન્ય વિજય ઘોષ મુનિ, જયઘોષ વળી જાણુ;
શ્રી ગર્ગાચારજ, પહોત્યા છે નિરવાણુ. ૨૫

શ્રી ઉત્તરાધ્યયનમાં, જિનવરે કર્યાં વખાણુ;
શુદ્ધ મનથી ધ્યાવો, મનમેં ધીરજ આણુ. ૨૬
વળી ખંધક સન્યાસી, રાખ્યો ગૌતમ સ્નેહ;
મહાવીર સમીપે, પંચમહાવ્રત લેહ. ૨૭

તપ કઠણુ કરીને, ઝોંસી આપણી દેહ;
ગયા અચ્ચુય દેવલોકે, ચ્ચવિ લેશે ભવ છેહ. ૨૮

વળિ રૂષભદત્ત મુનિ, શેઠ સુદર્શન સાર;
શિવરાજ રૂષીશ્વર, ધન્ય ગાંગેય અવતાર. ૨૯

શદ્ધ સંયમ પાળી, પામ્યા કેવળ સાર;
એ ચારે મુનિવર, પહોત્યા મોક્ષ મોઝાર. ૩૦

ભગવંતની માતા, ધન્ય સતિ દેવા નંદા;
વળિ સતી જયંતિ, છોડ દિયા ઘર ફંદા. ૩૧

સતિ મુગતે પહોત્યાં, વળિ તે વીરની નંદા;
મહા સતી સુદર્શના, ઘણી સતીયોના વૃંદા. ૩૨

વળી કાર્તિક શેઠે, પડિમા વહી શુરવીર;
જમ્યા મહોરા ઉપર, તાપસ બળતી ખીર. ૩૩

પછી ચારિત્ર લીધું, સહસ્ર આઠ સહુઃ વીર;
મરી હુવા શક્રેન્દ્ર, ચ્યવિ લેશે ભવતીર. ૩૪

વળી રાય ઉદાઇ, દીધા ભાણેજને રાજ;
પછી ચારિત્ર લેઇને, સાર્યા આતમ કાજ. ૩૫

ગંગદત્ત મુનિ આણંદ, તરણ તારણ જહાજ;
કુશળ મુનિ રૂહો, દિયો ઘણાને સાજ. ૩૬

ધન્ય સુનક્ષત્ર મુનિવર, સર્વાનુભુતિ અણગાર;
આરાધીક હુઇને, ગયા દેવલોક મોઝાર. ૩૭

ચ્યવિ મુગતે જાશે, સિંહ મુનીશ્વર સાર;
બીજા પણ મુનિવર, ભગવતીમાં અધીકાર. ૩૮

શ્રેણીકનો બેટો, મેઘકો મુનિવર એક;
તજી આઠ અંતે ઉરી, આણ્યો મન સંવેગ. ૩૯

વીરપેં મન ભેદને, બાંધી તપની તેગ;
ગયા વિજય વિમાને, ચવિ લેશે શિવ વેગ. ૪૦

ધન્ય થાવચ્ચાં પુત્ર, તજી બત્રીશે નાર;
જેની સાથે નીકળ્યા, પુરૂષ એક હજાર. ૪૧

સુકદેવ સન્યાસી, એક સહસ શિષ્ય લાર;
પંચ શચશું શેલક, લીધો સંયમ ભાર. ૪૨

સવી સહસ આઠાઇ, ઘણા જીવોને તાર;
પુંડરગીરી પર કિયો, પાદોપ ગમન સંથાર. ૪૩

આચાર્ય કુલને, કીધો ખેવો પાર;
હુવા મોટા મુનિવર, નામ લીયા નીસ્તાર. ૪૪

ધન્ય જિનપાળ મુનીવર, દોય ધનાવા સાધ;
ગયા પ્રથમ દેવલોકે, મોક્ષ જાશે આરાધ. ૪૫

મલ્લિનાથના મહાબળ, પ્રમુખ છ મુની રાય;
સૌ મુગતે સધાવ્યા, મોટી પદવી પાય. ૪૬

વળિ જીત શત્રુ રાજા, સુબુધિ નામે પ્રધાન;
પોતે ચારિત્ર લેઇને, પામ્યા મોક્ષ નિધાન. ૪૭

ધન્ય તેતળી મુનીવર, દીયો છકાય અભેદાન;
પોટીલા પ્રતિ બોધ્યા, પામ્યા કેવળ જ્ઞાન. ૪૮

ધન્ય પાંચે પાંડવ, તજી દ્રૌપદી નાર;
સ્થિવરની પાસે, લીધો સંયમ ભાર. ૪૯

શ્રી નેમી વંદનનો, એવો અભિગ્રહ કીધ;
માસ માસ ખમણ તપ, સત્રૂંજ્ય જઇ સિદ્ધ. ૫૦

ધર્મ ઘોષ તણા શિષ્ય, ધર્મ રૂચિ અણગાર;
કીડિયોની કરૂણા, આણી દયા અપાર. ૫૧

કડવા તુંબાનો, કીધો સઘળો આહાર;
સર્વાર્થ સિદ્ધ પહોત્યા, ચ્યવિ લેશે ભવ પાર. ૫૨

વળી પુંડરીક રાજા, કુંડરીક ડગીયો જાણ;
પોતે ચારિત્ર લેઇને, ન ઘાલી ધર્મમાં હાણ. ૫૩
સવાર્થ સિદ્ધ પહોત્યા, ચ્યવિ લેશે નિરવાણ;
શ્રી જ્ઞાતા સૂત્રમાં, જિનવરે કર્યા વખાણ. ૫૪

ગૌતનાદિક કુંવરો, સગા અઢારે ભ્રાત;
સર્વ ખંધક વિશ્નુ સુત, ધારણી જેની માત. ૫૫
તજી આઠ અંતેઉરિ, કરી દીક્ષાની વાત;
ચારિત્ર લેઈને, કીધો મુક્તિનો સાથ. ૫૬
શ્રી અણિક સેનાદિક, છેયે સહોદર ભ્રાત;
વસુદેવના નંદન, દેવકી જેની માત. ૫૭
ભદ્દિલપુર નગરી, નાગ ગાહાવઈ જાણુ;
સુળસા ઘેર વધિયા, સાંભળી નેમિની વાણુ. ૫૮
તજી બત્રીસ અંતે ઉરી, નીકળિયા છટકાય;
નળ કુબેર સરિખા, ભેટયા નેમિના પાય. ૫૯
કરી છઠ છઠ પારણાં, મનમેં વૈરાગ્ય લાય;
એક માસ સંથારે, મુગતી બીરાજ્યા જાય. ૬૦
વળી દારૂક સારણુ, સુમુખ દુમુખ મુનિરાય;
વળી કુવર અનાદૃષ્ટિ, ગયા મુગતિ ગઢ માંય. ૬૧
વસુદેવના નંદન, ધન્ય ધન્ય ગજ સુકુમાળ;
રૂપે અતિ સુંદર, કુળવંત વય બાળ. ૬૨

શ્રી નેમી સમીપે, છોડચો મોહ જંજાળ;
ભિક્ષુની પડિમા, ગયા મસાણુ મહા કાળ. ૬૩
દેખી સોમીલ કોપ્યો, મસ્તકે બાંધી પાળ;
ખેર તણા ખીરા, શિર ઠવિયા અસરાળ. ૬૪
મુનિ નજર ન ખંડી, મેટી મનની જાળ;
પરી સહ સહીને, મુગતિ ગયા તતકાળ. ૬૫
ધન્ય જાળી મયાળી, ઉવયાલાદિક સાધ;
સાંબ પ્રદ્યુમન, અનિરૂઢ સાધુ અગાધ. ૬૬
વળી સચ્ચનેમિ દ્દઢનેમિ, કરણી કીધી વાહ;
દશે મુગતે પહોત્યા, જિનવર વચન આરાધ. ૬૭
ધન્ય અર્જુન માળી, કિયો કદાગ્રહ દૂર;
વીરપેં વ્રત લેઇને, સત્યવાદી હુવા શૂર. ૬૮
કરી છઠ છઠ પારણાં, ક્ષમા કરી ભરપૂર;
છ માસની માંહી, કર્મ કિયા ચકચુર. ૬૯
કુંવર આઇમુત્તે, દીઠા ગૌતમ સ્વામ;
સુણી વીરની વાણી, કીધો ઉત્તમ કામ. ૭૦

ચારિત્ર લેઈને, પહોત્યા શિવપુર ઠામ;
ધુર આદી મકાઈ, અંત અલક્ષ મુનિ નામ. ૭૧
વળી કૃષ્ણ રાયની, અગ્ર મહીષી આઠ;
પુત્ર વહુ દોયે, સંખ્યા પુણ્યના ઠાઠ. ૭૨
જાદવ કુળ સતિયા, ટાળ્યો દુઃખ ઉચાટ;
પહોત્યાં સિવ પુરમેં, એ છે સૂત્રનો પાઠ. ૭૩
શ્રેણીકની રાણી, કાળીઆદિક દશ જાણ;
દશે પુત્ર વિયોગે, સાંભળી વીરની વાણ. ૭૪
ચંદન બાળાપેં, સંયમ લેઇ હુવાં જાણ;
તપ કરી દેહ ઝોંસી, પહોત્યાં છે નિરવાણ. ૭૫
નંદાદિક તેરે, શ્રેણીક નૃપની નાર;
ચંદન બાળાપેં, લીયો સંયમ ભાર. ૭૬
એક માસ સંથારે, પહોત્યાં મુકિત મોઝાર;
એ નેવું જણાનો, અંતગઢમાં અધિકાર. ૭૭
શ્રેણિકના બેટા, જાળિયાદિક તેવીશ;
વીરપેં વ્રત લેઇને, પાળ્યો વીશ્વા વીશ. ૭૮

તપ કઠણ કરીને, પૂરી મન જગીશ;
દેવલોકે પહોત્યા, મોક્ષ મહાં થશે ઇશ. ૭૯
કાકંદિનો ધન્નો, તજી બત્રીશે નાર;
મહાવીર સમીપે, લીધો સંયમ ભાર. ૮૦
કરિ છઠ છઠ પારણા, આયંબિલ ઉચ્છિષ્ટાહાર;
શ્રી વીરે વખાણ્યા, ધન ધન્નો અણગાર. ૮૧
એક માસ સંથારે, સર્વાર્થ સિધ્ધ પહુંત;
માહા વિદેહ ક્ષેત્રમાં, કરશે ભવનો અંત. ૮૨
ધન્નાની રીતે, હુવા નવે સંત;
શ્રી અનુતરોવવાઇમાં, ભાખી ગયા ભગવંત ૮૩
સુબાહુ પ્રમુખ, પાંચ પાંચશે નાર;
તજી વીરપે લીધાં, પંચ મહાવ્રત સાર. ૮૪
ચારિત્ર લેઇને, પાળ્યાં નિરતિ ચાર;
દેવ લોકે પહોંત્યાં, સુખ વિપાકે અધિકાર. ૮૫
શ્રેણિકના પૌત્રા, પૌત્રાદિક હુવા દશ;
વીરપે વ્રત લેઇને, કાઢ્યો દેહનો કસ. ૮૬

સંયમ આરાધી, દેવલોકમાં જઇ વશ;
મહા વિદેહ ક્ષેત્રમાં, મોક્ષ જાશે લેઇ જશ. ૮૭

બળભદ્રના નંદન, નિષધાદિક હુવા બાર;
તજી પચાસ અંતે ઉરિ, ત્યાગ દીઓ સંસાર. ૮૮

સહુ નમિ સમીપે, ચાર મહાવ્રત લીધ;
સર્વાર્થ સિદ્ધ પહોત્યા, હોશે વિદેહે સિદ્ધ. ૮૯

ધન્નો ને શાળિભદ્ર, મુનીશ્વરોની જોડ;
નારીનાં બંધન, તતક્ષણુ નાંખ્યા ત્રોડ. ૯૦

ઘર કુટુંબ કબીલો, ધન કંચનની કોડ;
માસ માસ ખમણુ તપ, ટાળશે ભવની ખોડ. ૯૧

સુધર્મ સ્વામીના શિષ્ય, ધન્ય જંબૂ સ્વામ;
તજી આઠ અંતે ઉરી, માત પિતા ધન ધામ. ૯૨

પ્રભવાદિક તારી, પહોત્યા શિવપુર ઠામ;
સૂત્ર પ્રવર્ત્તાવી, જગમાં રાખ્યું નામ. ૯૩

ધન્ય ઢંઢણુ મુનિવર, કૃષ્ણુરાયના નંદ;
શુદ્ધ અભિગ્રહ પાળી, ટાળિ દિયો ભવ ફંદ. ૯૪

વળિ ખંધક રૂષિની, દેહ ઉતારી ખાલ;
પરીસહ સહીને, ભવ ફેરા દિયા ટાળ. ૯૫
વળિ ખંધક રૂષિના, હુવા પાંચશે શિષ્ય;
ઘાણીમાં પીલ્યા, મુગતિ ગયા તજી રીશ. ૯૬
સંભૂતિ વિજય શિષ્ય, ભદ્ર બાહુ મુનિરાય;
ચૌદ પૂરવ ધારી, ચંદ્રગુપ્ત આણ્યો ઠાય. ૯૭
મુનિ આર્દ્ર કુમારને, થુળિભદ્ર નંદિષેણુ;
અરણિક અઈમુત્તા, મુનીશ્વરોની શેણુ. ૯૮
ચોવિશ જિન મુનિવર, સંખ્યા અઠ્ઠાવીશ લાખ;
ને સહુસ અડતાલીસ, સૂત્ર પરંપરા ભાખ. ૯૯
કોઇ ઉત્તમ વાંચો, મોઢે જયણા રાખ;
ઉઘાડે મુખ બોલ્યાં, પાપ લાગે વિપાક. ૧૦૦
ધન્ય મરૂદેવી માતા, ધ્યાયો નિર્મળ ધ્યાન;
ગજ હોદે પાયો, નિર્મળ કેવળ જ્ઞાન. ૧૦૧
ધન્ય આદિશ્વરની પુત્રી, બ્રાહ્મી સુંદરી દોય;
ચારિત્ર લેઇને, મુગતિ ગયાં સિદ્ધ હોય. ૧૦૨

ચોવીશે જિનની, વડી શિષ્યણી ચોવીશ;
સતી મુગતે પહોંત્યાં, પૂરી મન જગીશ. ૧૦૩
ચોવીશે જિનનાં, સર્વ સાધવી સાર;
અડતાલીશ લાખને, આઠસેસિત્તેર હજાર. ૧૦૪
ચેડાની પુત્રી, રાખી ધર્મ શું પ્રીત;
રાજીમતિ વિજયા, મૃગાવતી સુવિનીત. ૧૦૫
પદ્માવતી મયણરેહા, દ્રૌપદી દમયંતી સીત;
ઈત્યાદિક સતીયો, ગઇ જન્મારો જીત. ૧૦૬
ચોવીશે જિનનાં, સાધુ સાધવી સાર;
ગયાં મોક્ષ દેવલોકે, હૃદયે રાખો ધાર. ૧૦૭
ઇણ અઢી દ્વીપમાં, ઘરડાં તપસી બાળ;
શુદ્ધ પંચ મહાવ્રત ધારી, નમો નમો ત્રણે કાળ. ૧૦૮
એ જતિયો સતિયોનાં, લીજે નિત્ય પ્રત્યે નામ;
શુદ્ધે મન ધ્યાવો, એહ તરવાનું ઠામ. ૧૦૯

એ જતી-સતી શું, રાખો ઉજ્વળ ભાવ;
એમ કહે રૂષિ જયમલ, એહ તરવાનો દાવ. ૧૧૦

સવંત્ અઢારને, વર્ષ સાતો મન ધાર;
શહેર ઝાલોરમાંહી, એહ કહ્યો અધિકાર. ૧૧૧

॥ ઇતિ શ્રી રસ બિંદુ ૪ થું સમાપ્ત ॥



# રસ બિન્દુ ૫ મું

## સઝાઇ–સ્તવન ઉપદેશી પદો વીગેરે.

### ૧ રાગ ભૈરવી (કેશવ કૃતિ)

દીનનાથ દયાળ નટવર, હાથ મારો મૂકશો માં,
હાથ મારો મૂકશો માં, હાથ મારો મૂકશો માં દીન૦ ટેક
આ મહા ભવસાગરે, ભગવાન હું ભૂલો પડયો છું,
ચૈહલોક નિવાસ ચપલા–કાન્ત, આ તક ચુકશોમાં. ૧
ઓથ ઇશ્વર આપનો સાધન વિષે સમજુ નહિ હું,
પ્રાણ પાલક પોત જોઈ, શંખ આખર ફૂંકશોમાં. ૨
માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે,
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સૂકશો માં; ૩
શરણ કેશવલાલનું છે, ચરણ હે હરિરામ તારૂં,
અખિલ નાયક આ સમય, ખોટે મશે પણ ખૂટશો માં; ૪

### ૨ રાગ ગઝલ (કબીર કૃતિ)

ખલક સબ રૈનકા સ્વપ્ના, સમજ મન કો નહિ અપના;
કઠણ હે લોભકી ધારા, બહે સબ જાત સંસારા. ૧

ઘડા જ્યું નીરકા પુટ્યા, પતા જ્યું ડારસુ લુટ્યા;
ઐસી નર જાન જીંદગાની, સમજ મન વો અભિમાની. ૨

ભુલ્યા મત દેખ તન ગોરા, જગતમેં જીવના થોરા;
તજો મદ લોભ ચતુરાઈ, રહો સબ ચેતતા ભાઈ. ૩

કુટુંબ પરિવાર સુત દારા, ઉસી દિન હોયગા ન્યારા;
નીકસ જબ પ્રાન જાવેગા, કોઈ નહિ કામ આવેગા. ૪

સદ મત જાન યે દેહા, લગાવો રામસે નેહા;
કટેગી જન્મકી ફાંસી, કબીર કહે ભજ અવિનાશી. ૫

## ૩ રાગ હરિગીત (શ્રીમદ્ રાજચંદ્ર)

બહુ પુણ્ય કેરા પુંજથી શુભ દેહ માનવનો મળ્યો,
તોયે અરે! ભવચક્રનો આંટો નહિ એકે ટળ્યો;
સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેશ એ લક્ષે લહો,
ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો? ૧

લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો;
શું કુટુંબ કે પરિવારથી વધવાપણું એ નય ગ્રહો;

વધવાપણું સંસારનું નર દેહને હારી જવો,
એનો વિચાર નહિં અહો હો ! એક પળ તમને હવો ! ૨

નિર્દોષ સુખ, નિર્દોષ આનંદ લ્યો ગમે ત્યાંથી ભલે,
એ દિવ્ય શક્તિમાન જેથી જંજિરેથી નિકળે !
પર વસ્તુમાં નહિં મુઝવો એની દયા મુજને રહી,
એ ત્યાગવા સિદ્ધાંત કે પશ્ચાત દુઃખ તે સુખ નહિ. ૩

હું કોણ છું ? ક્યાંથી થયો ? શું સ્વરૂપ છે મારૂં ખરૂં !
કોના સબંધે વળગણા છે ! રાખું કે એ પરિહરૂં !
એના વિચાર વિવેક પૂર્વક શાંત ભાવે જો કર્યા,
તો સર્વ આત્મિક જ્ઞાનનાં સિદ્ધાંત તત્વ અનુભવ્યાં. ૪

તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું;
નિર્દોષ નરનું કથન માનો "તેણુ" જેણે અનુભવ્યું;
રે ! આત્મ તારો ! આત્મ તારો ! શીઘ્ર એને ઓળખો,
સર્વાત્મમાં સમદૃષ્ટિ દ્યો આ વચનને હૃદયે લખો. ૫

## ૪ રાગ–કાલિંગડો તાલ લાવણી (પ્રીતમદાસ)

જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે. ટેક.

સિંહણ કેરૂ દૂધ હોય તે, સિંહણ સુતને જરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નીસરે. પ્રે. ૧

સક્કર ખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે;
ક્ષાર સિંધુનું માછલડું, જ્યમ મીઠા જલમાં મરે. પ્રે. ૨

ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્ય ભોગી બગલો, મુક્તાફળ દેખી ચંચુ ના ભરે. પ્રે. ૩

એમ કોટી સાધને પ્રેમ વિણ, પુરૂષોત્તમ પુંઠ ના ફરે;
દયા પ્રીતમ શ્રીનાથ નિરંજન, પ્રેમ ભક્તિ એ વરે. પ્રે. ૪

## ૫ ભજન

દ૯ સમકિતી નર થોડલાં, સમકિત વિના નહીં મોક્ષ;
ભવિક જીવો તુમે સાંભળો, સમકિત જીવ પામે મોક્ષ. દ. ૧

સર સર કમલ ન નીપજે, વન વન ચંદન ન હોય;
ઘર ઘર સંપાદન પામીએ, જણ જણ પંડિત ન કોય. ૨

પુરૂષ સઘળા શુરા નહીં, નહિ શીયળવંતી સર્વે નાર;
અધિકારી નર થોડલા, સોભાગ્યવંતા દો ચાર. ૩

ગિરિવર ગિરિવર ગજ નહિ, નગર નગર નહીં સાધ;
કુસુમ કુસુમ પરિમલ નહીં, ફળ ફળ મધુરો ન સ્વાદ. ૪
ક્રિયા કષ્ટ અતિ આદરે, પણ સમકિત વિણુ ફોક;
જ્ઞાન સહિત ક્રિયા કરે, ઉત્તમ જીવ એવા કોક. ૫

## ૬ રાગ કવાલી તાલ ગઝલ

જો મરણુ એ જીંદગીની, છે અરે! છેલ્લી દશા;
તો પરાર્થે અર્પવામાં, આ જીવનના મોહ શા! જો.
ખિલી કળી કરમાય છે, પુષ્પો મૂકે પણ વાસના;
અમર નર તો તે ખરા જે, અમર કરતા વાસના. જો.

મ્હારા તમે પરમ તમા, ને હું તમારો આતમા;
પરમાત્મને શરણે જતાં, કૃત કૃત્ય થાતો આતમા. જો.
જ્યાં સૂર્ય શશી નથી ભાસતા, જ્યાં નાદ પ્રાણુ સમી જતાં;
ત્યાં સર્વનું જીવન રહ્યું છે, મિષ્ટ આત્મ સમાધિમાં. જો.
ત્યાં ઈશ નહિ નહીં માનવી, ત્યાં વિશ્વ કે દ્રષ્ટા નહિ;
ત્યાં દિવ્ય ઘન શાન્તિ અને જ્યોતિ વિના બીજું નહિ. જો.

આત્મા સદા છે મુક્ત ને, તું તેજ આત્મ સ્વરૂપ છે;
એ જાણી વદ તૂં ૐ तत्सत् ૐ તે તદ્રુપ છે. જો.

### ૭ ગઝલ (મુનિશ્રી નાનચંદ્રજી)

નયનને નિર્મળાં કરીને, પ્રથમ મન મેલને ધોશો;
પછીથી સર્વ કાર્યોમાં, અમી ભરી આંખથી જોશો. ૧
ભરેલાં કંઈક કાળોનાં, રહ્યા છે હૃદયમાં રોષો;
ગુન્હાની આપતાં માફી, અમીની આંખથી જોશો. ૨
હૃદયમાં પાપ ભરનારા, દળીને દીલ તણા દોષો;
દુઃખી કે દર્દીઓ સામું, અમીની આંખથી જોશો. ૩
ગરીબડાં ગાલ પર ઝરતાં, ગરીબનાં અશ્રુઓ લોશો;
અનાથો યાચવા આવ્યે, અમીની આંખથી જોશો. ૪
મળ્યાં છે સાધનો મોંઘાં, ખચીત આ સમય ના ખોશો;
બનીને સંતના શિષ્યો, અમીની આંખથી જોશો. ૫

### ૮ ગઝલ (મુનીશ્રી નાનચંદ્રજી)

સમય સરખા નથી સહુના, સદા તડકા અને છાંયા;
વખત આવ્યે જરૂર વ્હાલા, ભલા થઈને ભલું કરજો. ૧

અમીને નયનમાં રાખી, હૃદયમાં પ્રેમને રાખી;
કહેલાં દુર્વચન સાંખી, ભલા થઈને ભલું કરજો. ૨

ભલા છો તો ભલા રહેજો, બુરૂં થાવા નહિ દેજો;
તમારા દુશ્મનોનું પણ, ભલા થઈને ભલું કરજો. ૩

કોઈક કુકર્મ યોગેથી, રીબાતા હોય રોગેથી;
તમારો આશરો માગ્યે, ભલા થઈને ભલું કરજો. ૪

ખીલ્યાં પુષ્પો ખરી જાયે, જનમ તેનું મરણ થાયે;
ઉદયનો અસ્ત એ ન્યાયે, ભલા થઈને ભલું કરજો. ૫

કહું છું વાતને વ્હેલી, કરી લ્યો પાળને પહેલી;
કહ્યું આ સંતને શિષ્યે, ભલા થઈને ભલું કરજો. ૬

## ૯ હરિગીત છંદ ( વલ્લભ )

હે ! મૃગ સરીખા માનવી, તું ભાન વિના ભાટકયો,
શું સત્ય તારૂં કૃત્ય, નિત્ય, અનિત્ય સમજી ના શકયો;
વિષમય વિષયમાં થઈ અતિશય રકત સુખ માને અરે,
કસ્તુરી તારી પાસ પૂરી શોધ ઘટમાં જો કરે. ટેક. ૧

કસ્તુરી કેરી સુગંધથી થઈ અંધ મૃગ વનમાં ફરે;
અજ્ઞાન ભાન વિના થતો હેરાન, ધીરજ ના ધરે,
કરી કોડ દોડાદોડ ફોકટ માથું ફોડીને મરે.—કસ્તુરી. ૨
જો મીન થઇને લીન, જુઠી લાલચે લલચાય છે,
તો માછી કેરી જાળમાં, લાચાર થઈ લપટાય છે;
શું રાંક મીનનો વાંક, એમજ માનવી તું પણ કરે. ૩
જો! ભ્રમર ભૂલી ભાન અર્પે જાન પ્યારો કમળમાં,
તું પ્યારી સંગ પલંગ, તુજ ખ્વારી વિષયના વમળમાં;
નિર્જીવ હાથણ પ્હાણની પણ, પ્રાણ હાથીના હરે. ૪
તેં ધર્મનો નહિ મર્મ જાણ્યો, કર્મ કાદવમાં સડી,
નહિ આત્મનો કંઈ અર્થ સાધ્યો, વ્યર્થ તિરથ આથડી;
તું પાપ હરવા સ્નાન કરવા, ગંગ યમુના સંચરે. ૫
ગીરનાર રખડો, કે ચડો આબુ સિદ્ધાચળ આથડો,
કાશી કપાવો શીશ, ગોકુળ કે મથુરાં જઇ પડો;
કદી દ્વારિકા, રામેશ્વરે, હમેશ દેશ બહુ ફરે. ૬
જો જાણુ તિરથ "સંત, શ્રાવક" બંધ આવક કર્મની,

કર સ્નાન જ્ઞાન નવાણુમાં, તું જાણુ રીતિ ધર્મની;
કર દાન, શિયળ, ભાવ, તપ એ નાવથી ભવજળ તરે. ૭
કરી યજ્ઞ થાતો મગ્ન તું પણ, અજ્ઞ આતમ તત્વથી,
મનમાં મમત્વ મતાંધતા, નિર્મળ વચન વદતો નથી;
થા મગ્ન તું "મન-યજ્ઞ"માં સર્વજ્ઞ સ્થાપી અંતરે. ૮
કરી ધૂપ ધરીને પુષ્પ, ભરી અનકુટ લોક લુંટાય છે;
જગદેવને દઇ લાંચ, જાણે પાપથી છુટાય છે,
રીઝાવવા, વાજિંત્ર વાજે, નાચ નખરાં મંદિરે. ૯
મન અશ્વપર કાબુ ધરીને, આત્મ બળથી કેળવો;
ઝટ પાંચ ઇંદ્રીના વિષયનો લય કરી જય મેળવો,
તુજ આત્મ છે પરમાત્મ, કાપી કર્મ ઠામે જઇ ઠરે;
વિતરાગ વાણી જાણી વલ્લભ વેગથી વરપદ-વરે. ૧૦

## ૧૦ તેર તણુખા (ગીરધારી રૂષી)

(માતાજી મરૂદેવી રે ભરતને એમ કહે-એ રાગ)

તણુખા તેરે આ દુનીયાંમાં લાગીયા,
જાણી દુરે કરવા કરો ઉપાય જો,

ચૈતનને કરજો રે ભવી તમે નીરમળો,
જેથી નીજ આતમની સીદ્ધી થાય જો. ત૦ ૧

જન્મ જરૂર મરણુ[૧] તીહાં તણુખો ગણો,
સંજોગનો વિજોગજ[૨] નકી થાય જો,
સંપતમાં તો વીપતી[૩] આવીને પડે,
દેવદત્ત કોર્ણિક કૃષ્ણુ જુવો ચીત લ્હાય જો. ત૦ ૨

નાટક ચેટક વીવા હરખ વધામણાં,
ધવર મંગળ ગોરડીયું બહુ વિધ ગાય જો,
હરખની અંદર શોક[૪] જરૂર તો આવશે,
વીરનાં નંદીવર્ધનને દુઃખ થાય જો. ત૦ ૩

તન ધન જોબન કુટુંબની શાતા ઘણી,
મળે નહીં દીલડામાં દુખ લગાર જો,
તેને અસાતા[૫] તણુખો આવી લાગશે,
ચોથા ચક્રિનું તન વીણુસ્યું સાર જો. ત૦ ૪

જ્ઞાને કરીને અવતણો પંથ સાધતાં,
અજ્ઞાનજ[૬] અંધારૂ ત્યાં છવરાય જો,

સંતાનીક વીર પારસ ચૌદ્દે પૂરવી,
ગૌસાળક સંગીત થયા પડવાય જો. ત૦ ૫

સમકીત રત્ન જત્ને કરીને રાખતા,
સંકાદીક પંચ દુષણુનો પરિહાર જો,
મીથ્યાત્વ[7] તણુખો નંદન મણીયારને,
નીજ વાવડીએ દાદુરનો અવતાર જો. ત૦ ૬

સંજમ પાળીને કર્મને દુરે ટાળતા,
કુંડરીકની પેરે અસંજમતો[8] થાય જો,
અઢી દીવસનું રાજ કરી નરકે ગયો,
જો જો ભાવી આ કર્મગતી કહેવાય જો. ત૦ ૭

શીયળ નીર્મળ ધરતા તે નવ વાડથી,
કુશીલ[9] રીપુ આડો આવે ત્યાંય જો,
જીનરખ રયણાં દેવીના વસમાં પડયો,
કુલટા મારી ગઇ નીજ મંદીર માંય જો. ત૦ ૮

ક્ષેમ ધરતા સમતાના જે સાગરૂં,
આવી વસશે ક્રોધ[10] રૂપી ચંડાળ જો,

સુમંગળા તે તેજુ લેસ્યા ફેરસે,
ગોશાળાને બાલ્યુ તે તત્કાળ જો. ત૦ ૯

દુઃખ રૂપી સાગરથી જેણે ઉધર્યા,
દીન દયાળા એવા છે ગુરૂદેવ જો,
વીનય તજી અવનીતપણુ[૧૧] તે આદર્યું,
ગર્ગાસુરીના શીષ્ય જુવો તતખેવજો. ત૦ ૧૦

સ્નેહતણાં બંધને કરીને બાંધીઆ,
પ્રેમ પયોદધિમાં પડીયા સુખ કાજ જો,
અસ્નેહી[૧૨] તણુખો ત્યાં જઈને લાગતાં,
જુદા પડીયા જમ્માળી લઈ સાજ જો. ત૦ ૧૧

સંતોષિ સંતોષ દુઃખોમાં ધારતા,
કરતા નહિ ચીતડામાં કદી ઉતપાતજો,
લોભજ[૧૩] સઘળા પાપ તણો તે તાત છે,
દેખો શ્રમણી સુભદ્રાની વાત જો. ત૦ ૧૨

એ તેરે તણુખે જગ સૌ સળગી રહ્યો,
તેમાં બચીયા પુરણ તેનાં ભાગ્ય જો,

જીન વાણી અમોઘ સમી જળ છાંટતાં,
શાંત થશે તેથી તું આતમ જાગ્ય જો. ત૦ ૧૩
શું સુતા છે મોહ તણી આ નીંદમાં,
સુકીત ધન લઈ જો તુજ સંગી જાય જો,
સીસા જેવું શું બનીયું આ કાળજું,
પરભવ બુરા હાલ થયે પસ્તાય જો. ત૦ ૧૪
જે ઘર અંદર તણુખો એકજ લાગશે,
સર્વસ્વ વસ્તુ કરશે તે તો નાશ જો,
આ તન ઘરમાં તણુખા તેરે લાગતાં,
તે ઘરમાં કો રેવાની શું આશ જો. ત૦ ૧૫
ચરણુ કરણુ નીજ આતમ રૂધી જાળવી,
જાજો ચેતન શીવ મંદીર મોઝાર જો,
ગીરધારી રખ ભાવે ભજો ભગવાનને,
જોડી મુંબઇ નગરીમાં સુખકાર જો. ત૦ ૧૬

## ૧૧ (પરકાસંઘ કૃત શ્રાવકના બાર વૃતની સઝાય)

જીવ દયા નિત્ય પાળિએ વ્રત પહેલું કહીએ,

સુક્ષ્મ બાદર જીવને અભય દાનજ દઇએ,
સાધારણુ પ્રત્યેકમાં બહુ પાપજ જાણો,
અનંતકાયને ઓળખી દયા મન આણો,
છકાયની રક્ષા કરો! સર્વ કુટુંબ જાણો આપણું,
પરકાસંગ વાણી વદે, તો ખરૂં તુંજ ડાહ્યાપણું.—૧
મૃષાવાદ ન બોલીએ, વ્રત બીજું કહીએ,
ભરવી કુડી સાખ્ય તેથી અળગા રહીએ,
પંચમાં પૂછે વાત ત્યાં નવ બોલીએ ખોટું,
તો આ ભવ પામે માન પરભવ સુખજ મોટું,
એવું જાણીને પ્રાણીઆ, મૃષાવાદ ન ભાખીએ,
પરકાસંગ વાણી વદે, તો જીભા જતન કરી રાખીએ.—૨
અદત્તા દાન ન લીજીએ ચોરી નવ કીજે,
વસ્તુ પારકી હાથ જડે તો પાછી દીજે,
કૂડાં તોલાં ત્રાજવાં ને માપજ મોટું,
મીઠું બોલે મુખ થકી પણુ ચાલે ખોટું,
એવી તે માયા કેળવી, મલકાણો મનમાં ઘણું,
પરકાસંગ વાણી વદે, કે રાજ નથી બાળ પોપા તાણું.—૩

પરનારીનો સંગ નિવારો ઉત્તમ પ્રાણી,
શિયળ પાળો નિર્મળું તમે હેતજ આણી,
પરનારીના સંગ થકી તમે નિર્ધન થાશો,
આ ભવ દંડે રાય પરભવ નર્કે જાશો,
એવું જાણી પ્રાણીયાં, પાળો શિયળ વૃત સોહામણું,
પરકાસંગ વાણી વદે, કે મહીમાવૃત ચોથા તણું.—૪

સોનુ રૂપુ ધનમાલ તું તો પામ્યો કોડી,
કુડ કપટ છળભેદ કરી તેં માયા જોડી,
આશા તૃષ્ણા નવ મટે મન વાજે ભેરી,
તૃપ્ત ન પામ્યો આત્મા મન આશા ઘણેરી,
અંત સમે મૂકી કરી એકલડાં જાવું સહી,
પરકાસંગ વાણી વદે, તો મનની મમતા મનમાં રહી.—૫

ઉંચી નીચી જળ વાટ સ્થળ વાટની જયણા કરજે,
છઠ્ઠા વ્રતની વાત તું તારે હૈડે ધરજે,
અધિકી સવદ એહની તું ટાળે પ્રાણી,
તો સુખ પામીશ સાસ્વતાં એમ બોલ્યાં નાણી,

એવું જાણી પ્રાણીયા સર્વઈટાળ દેશ પરદેશની,
પરકાસંગ વાણી વદે તો ભુંગળ ભાગે કષ્ટની.—૬

સાત વ્યસન ન શેવીએ ન પીજે તાડી,
છવીશ બોલની ધારણા નિત્ય ધરજે દહાડી,
પાપ તણો વેપાર પ્રાણી તું પરહરજે,
ધન ધાન્ય કુવિય ધાતની મર્યાદા કરજે,
દુપદ ચોપદની સંખ્યા દ્રઢ રાખે તારો આત્મા,
પરકાસંગ વાણી વદે જે પાળો વ્રત સાતમા.—૭

વશ રાખે તારી જીભડી અનર્થા દંડે,
કાર્ય ન સીજે આપણું તું શીદને ભડે,
જેથી લાગે પાપ તેથી અળગો રહેજે,
ધર્મ ધ્યાનની વાતમાં તું વળગ્યો રહેજે,
પોતાનું પળતું નથી ને પારકું તું ક્યાં લહે,
પરકાસંગ વાણી વદે કે જીવ તારા કર્યાં તું સહે.—૮

નિત્ય સામાયિક કીજીએ સૂણુ ઉત્તમ પ્રાણી,
લાભ ઘણો છે એહમાં એમ બોલ્યાં નાણી,

મેરૂ કંચનથી અધિકું દાનજ આપે,
તોલ ન આવે તેહને એમ જિનવર જંપે,
એવું જાણીને પ્રાણીયા સામાયિકવ્રત સોહામણું,
પરકાસંગ વાણી વદે કે શિવ રમણી વેગે વરો.—૯

વહેલો ઉઠી આત્મા તું ધ્યાનજ ધરજે,
દશમા વ્રતની વારતા તારે હૈડે ધરજે,
ઘણા દ્રવ્વ ન ધારીએ ગરધી નવ થઇએ,
સાધ સાધવીઓને વાંદવા દિન પ્રત્યે જઈએ,
એવું જાણીને પ્રાણીયા ઘણા દ્રવ્વ નવ ધારીએ,
પરકાસંગ વાણી વદે તો ઇંદ્રીનો રસ ગાળીએ.—૧૦

પૌષધ કીજે ભાવસું આતમ વશ રાખી,
જેમ કીધો દશ શ્રાવકે સુત્રની સાખે,
યત્ના કીજે જીવની સુક્ષ્મને બાદર,
ધ્યાન ધરો નવકારનું એવું વ્રત આદર,
ક્રોધ માન માયા તજી સમતાનો રસ પીજીએ.
પરકાસંગ વાણી વદે તો એવા પૌષધ કીજીએ.—૧૧

હવે કહું વ્રત બારમું સુણો ઉત્તમ પ્રાણી,
જમવા વેળા આત્મા ચિંતવણા આણી,
જો આવે મૂનિરાજ પંચ મહાવ્રત ધારી,
દોષ રહિત દઉં દાન આપું હર્ષજ આણી,
દ્વાદશવ્રત શ્રાવક તણાં શુધ્ધ સમકિત જે પાળશે,
પરકાસંગ વાણી વદે તે મુક્તિના સુખ મહાલશે.—૧૨
સવંત અઢાર પંચોતરાની શુકલપક્ષે,
માસ અષાઢો શોભતો આઠમને દિવસે,
સઝાય કીધી શોભતી મન હર્ષ ઉલાસે,
સેવક વિનવે ભાવસું ગામ ગોંડલ વાસે,
એમ બાર વ્રત શ્રાવક તણા શુધ્ધ સમકિત જે પાળશે,
પરકાસંગ વાણી વદે કે મોક્ષનગરી તે જશે.—૧૩

## ૧૨ સાહિત્ય બાવની-દોહરા

(અમરચંદ ભવાન રે. મેંગણી કૃત.)

કામ ક્રોધ દૂરે રહે, મળે સમતા સુનિધ્ધ;
એક ધરમ આરાધતાં, સકળ મનોરથ સિદ્ધ. ૧

ઉતાવળથી નવ બને, કહિયે પણ સતસંગ;
તરસ્યો ખોદે કુંપ જળ, પ્યાસી પાવે ન ગંગ. ૨
આવક ત્યાં અવગુણ નહી, ગુણ તેનાજ ગણાય;
ગણિયે નહીં જો દુઝણી, પાટું મારે ગાય. ૩
ચાતુરી કરતી ચોગણી, અવગુણ પતિના ગાય;
જતું ન જાણ્યું નાગરી, મુશળ પુજા માંય. ૪
સહુવિદ્યા પઢિયો તથા, સાર ન લીધી શીખ;
પારસમણિને વાટકે, ભટજી માગે ભીખ. ૫
જેનો જે સ્વભાવ છે, તજે ન તેહ ખચીત;
ગાંગર તૂંજ પલાણિયે, ઉંટ તણી એ રીત. ૬
મુરખને ઉપદેશ દે, ઉલટો ક્રોધે ભરાય;
જો મેમણને માછલું, સામે પુરે જાય. ૭
પાપે પેટ ભરે જહાં, ત્યાં તજવો ખકવાદ;
મસાણું મોદકમાં કસો, એલાયચીનો સ્વાદ. ૮
નેહ ન કરસો કોઇશું, પ્રીત બહુ દુઃખદાય;
લકડ લાડુ ખાય ના, ખાય બેહુ પસ્તાય. ૯

કકાકુટ સંસારની, કદિ ન છુટે યાર;
કદી બાપના બાપને, રોતાના વેપાર. ૧૦
દયા વિનાનો ધર્મ જે, સમતા વીણ સંસાર;
ફાટા મારે ખાળમાં, રહે ઉઘાડા દ્વાર. ૧૧
આ કુટુંબમાં આપણી, કોઇ ન આવે સાથ;
લંકા માંડી લુંટવા, મુશળ લૈને હાથ. ૧૨
અજ્ઞાનીને કરગરે, મને બતાવો ગમ;
કુવે પડે મશાલચી, સેહનું ટાળે તમ. ૧૩
સાર ન સમજે વાતનો, સુણે થઇ ચકોર;
સો મણ તલથી શું થયું, રહ્યું અંધારૂં ઘોર. ૧૪
બુઢાને દઇ બાળકી, કરિયા વર કરનાર;
રંડાપણુ તો રોકડું, એવાતણુ ઉધાર. ૧૫
કર્મ વિનાનો ગુણુ તે, ચઢે ન ઉંચે ઠામ;
દળનારિના દીકરા, ગુલાબરાયજી નામ. ૧૬
જાુઠા માંહે રાચતાં, નિશ્ચે મળશે નર્ક;
ઝુલે અધવચ મુમના, નહિં હિંદુ નહિ તર્ક. ૧૭

ગુણ તપાસો જીવડા, રૂપ નવિ તું જોય;
રૂડું કાકણ હાર ફળ, ભિતર લ્યાળા હોય. ૧૮

સ્વાન સકટ પેરે કહે, હું સમજું છું ગુઢ;
ઘોડે બેસી ગાંસડી, માથે રાખે મુંઢ. ૧૯

ચાળા કરતો ચોગણા, માને ન મુરખ વાણ;
તાર અચાનક તુટશે, જંત્ર તણો તું જાણ. ૨૦

દેખીને નવ રાચીએ, ગુણ રૂપને જોય;
ચટક રંગના ચાર દી, સરખા કદી ન હોય. ૨૧

મોટા મોટા વહિ ગયા, હજુ ડાપણ ને ભેગ;
નહિ ત્રણમાં નહિ તેરમાં, નહિ છપનને મેળ. ૨૨

સ્વારથથી સારૂં સહુ, સ્વારથ સમ અંકોર;
અજગર ભાસે અળસીયું, મરઘ ભાસે મોર. ૨૩

કર્મ આગળ ચાલે નહિ, સાચા જુઠા બોલ;
રજ ને તો પર્વત કરે, પર્વતને રજ તોલ. ૨૪

કાળ તણે મુખ આવીયા, પછિ કશો અફસોસ;
વાઢયાં તે તો વેરવા, સંકોચે સંતોષ. ૨૫

નરતાથી મળશે નરક, સવ પંથે છે શીવ;
"કર્મ પ્રમાણે થાય છે, મર્મ ન જાણે જીવ. ૨૬
સીધે સુખી રહે નકી, અવળે નવ આરૂઢ;
વેચી ઉંઘ ઉજાગરા, મેળવે લે સીદ મુઢ. ૨૭
લોભિ સંચે લાખ ધન, પણ અંતે પસ્તાય;
કિડી કણ સંચ્યા કરે, તે તો તેતર ખાય. ૨૮
ધર્મ કરોને જીવડા, જો પ્રિતિ ઉરે હોય;
નદી નાવ સંજોગ છે, કોનું છે નહિ કોય. ૨૯
આ દૂનિયાનું સુખ તે, જોઇ ન હરખો યાર;
હરખી અજ લીલું ચરે, કસાઇ કેરે દ્વાર. ૩૦
મારૂં માને મુરખો, મુંઢ મતિ થઇ ઢિંગ;
મુષક ખોદે મન દઇ, ભોગવે તેહ ભોરિંગ. ૩૧
કપટ કરસે જેહ જન, દુઃખ ભોગવશે જાત;
ખાડો ખોદે તે પડે, એહ અનાદિ વાત. ૩૨
જાવું છે નકી જીવડા, તેમાં નહિ સંદેહ;
ફુલ્યું તે કરમાય છે, સત્ય ઉખાણો એહ. ૩૩

વાંકા ચાલો વિશ્વમાં, સત્યે થશો નિહાલ;
દરમાં પેસે પાંસરો, બાંકો સઘળે વ્યાલ. ૩૪

ઉપર હોય તો બોલિયેં, નહિં તો તજિયેં સોર;
ભેંસ કુદકા લો નભે, દઢ ખીલાનું જોર. ૩૫

વણુસે જગ હાંસી કરે, વિઘન નિશ્ચે થાય;
વૃથા પડદો પેટનો, ખોલ્યેથી પત જાય. ૩૬

આભ ચળે મેરૂ ડગે, મુઝાયે નવ મત્ય;
એમ જગતમાં જાણવું, વચન વડાનું સત્ય. ૩૭

લાભ અચાનક જો મળે, કદી થાયે જો હાણ;
જોસે જે બગડી ગયું, ભવિષ્ય હતું તે જાણ્ય. ૩૮

પશુઓ પણ સમજે ખરાં, હોયે હેત જરૂર;
હરિ વિશ્વાસ હજુર છે, અવિશ્વાસથી દૂર. ૩૯

દુઃખ રૂપી દુનિયાં ખરી, નિશ્ચે મન તું જાણ;
દળતાં દળતાં બુકિએ, તેજ લાભ પરમાણ. ૪૦

માન મરતણો જાય છે, હોયે ચતુર સૂજાણ;
માગ્યાથી મરવું ભલું, માગે મોટી હાણ. ૪૧

આ દુનિયામાં જાણવિ, ખરી ખેર ને બેર;
સાગર ખારો છે સદા, અચરત મિઠી બેર. ૪૨
બગડયું તે સધરે નહિં. સધરે જોઇને લાગ;
ઘણું ઘસ્યાથી ઉપજે, ચંદન મધ્યે આગ. ૪૩
ઉઘાડા થઇ ઉઠિયે, પરમારથે ન એબ;
ગજ પગલામાં સરવનાં, પગલાં થાયે ગેબ. ૪૪
નિચાની સોબત થકી, મળે ન ઉંચું મુલ;
કોઇ દેવ શીર નવ ચડે, આવળ કેરાં ફુલ. ૪૫
હ્રદય અવરના ભેદીને, જો ન ધુણાવે શીર;
તે કવિતાને બાણુને, વ્યર્થ જાણજે વીર. ૪૬
અપકીરતિ તે મરણ છે, સદકિરતી સુખ ખાણ;
મળશે હીરો લાખનો, તે જે વિનાનો પહાણ. ૪૭
રમણી દીપે શીળથી, જો ધરમિષ્ટ હોય;
ચંદ અને તારા ગણે, સરવરી સોભે સોય. ૪૮
દન થોડા જો દુ:ખના, મિત્ર અરિ પર ખાય;
ભગ પડતાં મોતિ વિશે, કિમત અદકી થાય. ૪૯

વાડા કીધા જુજવા, ધર્મ ગુરૂયેં યોગ્ય;
ન કર્યો જુદો કોઇએ, જન્મ મરણનો જોગ. ૫૦
રિતિ ચીલે માનવી, તેલ કદી ન પમાય;
વાંકા ખગ સઠ પુરૂષને, બોધ તેમ નવિ થાય. ૫૧
સીલ દયા સંતોષથી, જાણો સુખ અનુકુળ;
મેર ખેર ને બંદગી, કુરાન કેરૂં મૂળ. ૫૨
ગરજે ઘન વરસે તદા, નવા અંકુર સુહાય;
નિતી વાક્ય સૂણુતા થકાં, સૂર ઇન્દુ સુખ થાય. ૫૩

## ૧૩ શ્રી મહાવીર સ્વામીનો છંદ

શ્રી સિદ્ધાર્થ કુળ દિપક ચંદ,
ત્રિ શ લા દે રાણીકો નંદ;
કંચન કોમળ વર્ણ શરીર,
મનવંછિત પૂરો મહાવીર. ૧

પ્રભુ કૃપાનાથને કૃપા ઘણી,
મુજ સામુ જુઓ શાસનના ધણી;
ત્રિભુવન નાથ આયા તુમ તીર. મન૦ ૨

પ્રભુ અનંત તપ બળ દુક્કર ક્રિયા,
કરમના હાવાહળ દીયા;
હેમ ક્ષેમ પાવે સબ ધીર. મન૦ ૩
સભાવ સરણુમાં સુણ્યો અધીકાર,
અમૃત વાણી રૂપ રસાળ;
દીઠે હરખે હૈડું ધીર. મન૦ ૪
પ્રભુજીએ ચુંવાળીસેં ચેલા કીયા,
એકજ દીનમાં મહા વ્રત દીયા;
ગૌતમ જેસા હુવા વજિર. મન૦ ૫
એક પળ ધરે પ્રભુજીકો ધ્યાન,
પળ પળ પ્રગટે પુન્ય નિધાન;
વચન મીઠાં જિમ મિસરી ખીર. મન૦ ૬
ચિત્ત પાંમી ચકચાચર ચૂર,
દેખી દુષ્મન નાસે દૂર;
દિન દિન વાધે સંપ્રદા શીર. મન૦ ૭
પ્રભુ તુમ નામે ભવસાયર તરે,

તુમ નામે સબ કારજ સરે;
રિદ્ધિ વૃદ્ધિ પામે સબ ધીર. મન૦ ૮
ચિંતામણી જિમ જિનવર જાપ,
ક્રોડ ભવના કાટે પાપ;
રોગ શોગ નાસે પર પીડ. મન૦ ૯
વૈશાખ શુદિ દશમ દિન જાણુ,
પ્રભુજી પામ્યા કેવળ જ્ઞાન;
જેસો સાયર ગંભિર ધીર. મન૦ ૧૦
સંવત્ અઢાર તેત્રીશમેં તામ,
મેડતા નગર કીયા ગુણ ગ્રામ;
ખટ કાયના પ્રભુજી પીર. મન૦ ૧૧
પ્રભુ પાવા પૂરિમાં મુક્તિ ગયા,
રૂષી રાયચંદજી કહે કરજો મયા;
ઉતારો મને ભવજળ તીર,
મનવંછિત પૂરો મહાવીર. ૧૩

॥ ઇતિ શ્રી રસ બિંદુ ૫ મું. સમાપ્ત ॥

# રસ બિન્દુ ૬ ઠું

## શ્રી ચોવીશ તીર્થંકરોની હકીકત.

### ૧ ચોવીશ તીર્થંકરોના નામ.

૧ શ્રી રૂષભદેવ સ્વામી (આદીનાથ). ૨ શ્રી અજીતનાથ સ્વામી. ૩ શ્રી સંભવનાથ સ્વામી. ૪ શ્રી અભિનંદન સ્વામી. ૫ શ્રી સુમતિનાથ સ્વામી. ૬ શ્રી પદ્મપ્રભ સ્વામી. ૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી. ૮ શ્રી ચંદ્રપ્રભ સ્વામી. ૯ શ્રી સુવિધિનાથ સ્વામી (પુષ્પદંત). ૧૦ શ્રી શીતળનાથ સ્વામી. ૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી. ૧૨ શ્રી વાસૂપુજ્ય સ્વામી. ૧૩ શ્રી વિમળનાથ સ્વામી. ૧૪ શ્રી અનંતનાથ સ્વામી. ૧૫ શ્રી ધર્મનાથ સ્વામી. ૧૬ શ્રી શાન્તિનાથ સ્વામી. ૧૭ શ્રી કુંથુનાથ સ્વામી. ૧૮ શ્રી અરનાથ સ્વામી. ૧૯ શ્રી મલ્લિનાથ સ્વામી. ૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી. ૨૧ શ્રી નમીનાથ સ્વામી. ૨૨ શ્રી નેમનાથ સ્વામી (રિષ્ટનેમી). ૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી. ૨૪ શ્રી મહાવીર સ્વામી (વર્ધ્ધમાન).

## ૨ તેમના પિતાના નામ*

૧ નાભીકુલકર ૨ જિતશત્રુ ૩ જિતાર્થ ૪ સવર રાજા ૫ મેઘ રાજા ૬ શ્રીધર રાજા ૭ પ્રતિષ્ટ રાજા ૮ મહા-સેન રાજા ૯ સુગ્રીવ રાજા ૧૦ દશરથ ૧૧ વિષ્ણુ ૧૨ વસુપૂજ્ય ૧૩ કૃતવર્મા ૧૪ સિંહસેન ૧૫ ભાનુ ૧૬ વિશ્વસેન ૧૭ સૂર ૧૮ સૂદર્શન ૧૯ કુંભ ૨૦ સુમિત્ર ૨૧ વિજ્ય ૨૨ સમુદ્રવિજ્ય ૨૩ અશ્વસેન ૨૪ સિદ્ધાર્થ.

## ૩ તેમની માતાનાં નામ

૧ મરૂદેવાં ૨ વિજયા ૩ સેના ૪ સિદ્ધાર્થા ૫ મંગળા ૬ સુશીમા ૭ પૃથ્વી ૮ લક્ષમણા ૯ શ્યામા ૧૦ નંદા ૧૧ વિષ્ણું ૧૨ જયા ૧૩ રામા ૧૪ સુયશા ૧૫ સુવ્રતા ૧૬ અચિરા ૧૭ સુરા ૧૮ દેવકી ૧૯

---

* હવે પછીની વીગત અનુક્રમે પહેલા–બીજા એમ અંક લખીને લખાશે મતલબ અંક એક આવે ત્યાં પહેલા તીર્થંકરની હકીકત સમજવી અંક બે આવે ત્યાં બીજાની એમ ચોવીશેની હકીકત સમજવી

પ્રભાવતી ૨૦ પદ્માવતી ૨૧ વિપુલા ૨૨ શિવાદેવી ૨૩ વામાદેવી ૨૪ ત્રિસલાદેવી.

## ૪ જન્મ નગરી

૧ ઈક્ષ્વાકુભૂમિ ૨ અયોધ્યા ૩ સાવથી ૪ વનીલા ૫ કુશલપુરી ૬ કૌસંબી ૭ વણારસી ૮ ચંદનપુરી ૯ કાકંદી ૧૦ ભદ્દીલપુર ૧૧ સિંહપુરી ૧૨ ચંપાપુરી ૧૩ કંપીલપુર ૧૪ અયોધ્યા ૧૫ રત્નપુરી ૧૬ હસ્તીનાગપુર ૧૭ ગજપુર ૧૮ નાગપુર ૧૯ મિથિલા ૨૦ રાજગૃહી ૨૧ મથુરા ૨૨ સોરીપુર ૨૩ વણારસી ૨૪ ક્ષત્રી કુંડગ્રામ.

## ૫ ગોત્ર

૧ થી ૧૯ સુધી કાશ્યપ ગોત્રી ૨૦ ગૌતમ ગોત્રી ૨૧ કાશ્યપ ગોત્રી ૨૨ ગૌતમ ગોત્રી ૨૩–૨૪ કાસ્યપ ગોત્રી.

## ૬ પદવી

૧ થી ૧૧ માંડલિક રાજા ૧૨ કુમાર અવસ્થા ૧૩ થી ૧૫ માંડલિક રાજા ૧૬ રાજા તથા ચક્રવર્તિ

૧૭ રાજા તથા ચક્રવર્ત્તિ ૧૮ રાજા તથા ચક્રવર્ત્તિ ૧૯ કુમારાવસ્થા ૨૦ માંડલિક રાજા ૨૧ માંડલિક રાજા ૨૨ કુમારાવસ્થા ૨૩ કુમારાવસ્થા ૨૪ કુમારાવસ્થા.

### ૭ લંછન

૧ વૃષભ ૨ હસ્તિ ૩ અશ્વ ૪ વાંદર ૫ ક્રૌંચ પક્ષી ૬ પદ્મ ૭ સાથીઓ ૮ ચંદ્ર ૯ મગરમચ્છ ૧૦ શ્રી વત્સ ૧૧ ગેંડો ૧૨ પાડો ૧૩ વરાહ ૧૪ સીંચાણો ૧૫ વજ્ર ૧૬ હરિણ ૧૭ બકરો ૧૮ નંદાવર્ત ૧૯ કળશ ૨૦ કાચબો ૨૧ કમળ ૨૨ શંખ ૨૩ સર્પ ૨૪ સિંહ.

### ૮ વર્ણ.

૧ થી ૫ હેમ ૬ રાતો ૭ હેમ ૮ તથા ૯ ઉજ્વલ ૧૦ હેમ ૧૧ હેમ ૧૨ રાતો ૧૩ થી ૧૮ હેમ ૧૯ નીલ ૨૦ શ્યામ ૨૧ હેમ ૨૨ શ્યામ ૨૩ નીલ ૨૪ હેમ.

### ૯ શરીરમાન ધનુષ્ય.

૧ પાંચસો ૨ સાડા ચારસો ૩ ચારસો ૪ સાડા

ત્રણુસો ૫ ત્રણુસો ૬ અઢીસો ૭ બસો ૮ દોઢસો ૯ એકસો ૧૦ નેવું ૧૧ એંશી ૧૨ શીંતેર ૧૩ સાઠ ૧૪ પચાસ ૧૫ પીસ્તાલીસ ૧૬ ચાળીશ ૧૭ પાંત્રીસ ૧૮ ત્રીશ ૧૯ પચીસ ૨૦ વીશ ૨૧ પંદર ૨૨ દશ ૨૩ નવ હાથ ૨૪ સાત હાથ.

## ૧૦ પુર્વ ભવનું નામ

૧ વજ્રનાભ ૨ વિમલ ૩ વિમલ વાહન ૪ ધર્મ-સિંહ ૫ સુમિત્ર ૬ ધર્મમિત્ર ૭ સુંદરબાહુ ૮ દીર્ઘબાહુ ૯ સુગબાહુ ૧૦ લબ્ધબાહુ ૧૧ દિન્ન ૧૨ ઇન્દ્રદત ૧૩ સુંદર ૧૪ માહેન્દ્ર ૧૫ સિંહરથ ૧૬ મેઘરથ ૧૭ રૂપી ૧૮ સુદર્શન ૧૯ નંદન ૨૦ સિંહગીરી ૨૧ અદીન શત્રુ ૨૨ શંખ ૨૩ સુદર્શન ૨૪ નંદન

## ૧૧ આયુમાન

૧ ચોરાશી લાખ પૂર્વ ૨ બોંતેર લાખ પૂર્વ ૩ સાઠ લાખ પૂર્વ ૪ પચાસ લાખ પૂર્વ ૫ ચાલીશ લાખ પૂર્વ ૬ ત્રીશ લાખ પૂર્વ ૭ વીસ લાખ પૂર્વ ૮ દસ

લાખ પૂર્વ ૯ બે લાખ પૂર્વ ૧૦ એક લાખ પૂર્વ ૧૧ ચોરાશી લાખ વર્ષ ૧૨ બોંતેર લાખ વર્ષ ૧૩ સાઠ લાખ વર્ષ ૧૪ ત્રીશ લાખ વર્ષ ૧૫ દસ લાખ વર્ષ ૧૬ એક લાખ વર્ષ ૧૭ પંચાણું હજાર વર્ષ ૧૮ ચોરાશી હજાર વર્ષ ૧૯ પંચાવન હજાર વર્ષ ૨૦ ત્રીશ હજાર વર્ષ ૨૧ દસ હજાર વર્ષ ૨૨ એક હજાર વર્ષ ૨૩ સો વર્ષ ૨૪ બોંતેર વર્ષ.

## ૧૨ કુંવરપણું

૧ વીશ લાખ પૂર્વ ૨ અઢાર લાખ પૂર્વ ૩ પંદર લાખ પૂર્વ ૪ સાડાબાર લાખ પૂર્વ ૫ દસ લાખ પૂર્વ ૬ સાડાસાત લાખ પૂર્વ ૭ પાંચ લાખ પૂર્વ ૮ અઢી લાખ પૂર્વ ૯ અરધો લાખ પૂર્વ. ૧૦ પા લાખ પૂર્વ ૧૧ એકવીશ લાખ વર્ષ ૧૨ અઢાર લાખ વર્ષ ૧૩ પંદર લાખ વર્ષ ૧૪ સાડાસાત લાખ વર્ષ ૧૫ અઢી લાખ વર્ષ ૧૬ પા લાખ વર્ષ ૧૭ પોણી ચોવીશ હજાર વર્ષ ૧૮ એકવીશ હજાર વર્ષ ૧૯ સો વરસ

૨૦ સાડાસાત હજાર વર્ષ ૨૧ અઢી હજાર વર્ષ ૨૨ ત્રણુસૌ વરસ ૨૩ ત્રીશ વર્ષ ૨૪ ત્રીશ વર્ષ.

## ૧૩ રાજ્ય પાળ્યું

૧ ત્રેસઠ લાખ પૂર્વ ૨ ત્રેપન લાખ પૂર્વ ૩ ચમાલીશ લાખ પૂર્વ ૪ સાડી છત્રીશ લાખ પૂર્વ ૫ ઓગણુત્રીશ લાખ પૂર્વ ૬ સાડી એકવીશ લાખ પૂર્વ ૭ ચૌદ લાખ પૂર્વ ૮ સાડા છ લાખ પૂર્વ ૯ અડધો લાખ પૂર્વ ૧૦ અરધો લાખ પૂર્વ ૧૧ બેંતાલીશ લાખ વર્ષ ૧૨-૧૩ ત્રીશ લાખ વર્ષ ૧૪ પંદર લાખ વર્ષ ૧૫ સાડા છ લાખ વર્ષ ૧૬ પા લાખ વર્ષ ૧૭ પોણી ચોવીશ હજાર વર્ષ ૧૮ એકવીશ હજાર વર્ષ ૧૯-૨૦ પંદર હજાર વર્ષ ૨૧ સાડા છ હજાર વર્ષ ૨૨-૨૩-૨૪ ચક્રવર્તી પણું ૧૭ પોણીચોવીશ હજાર વર્ષ ૧૮ એકવીશ હજાર વર્ષ ૧૬ પા લાખ વર્ષ.

## ૧૪ પ્રવજ્યા પાળી

૧ એક લાખ પૂર્વ ૨ થી ૯ સુધી એક લાખ

પૂર્વ ૧૦ પા લાખ પૂર્વ ૧૧ એકવીશ લાખ વર્ષ ૧૨ ચોપન લાખ વર્ષ ૧૩ પંદર લાખ વર્ષ ૧૪ સાડાસાત લાખ વર્ષ ૧૫ એક લાખ વર્ષ ૧૬ પા લાખ વર્ષ ૧૭ પોણીચોવીશ હજાર વર્ષ ૧૮ એકવીશ હજાર વર્ષ ૧૯ ચોપન હજાર નવસો વર્ષ ૨૦ સાડાસાત હજાર વર્ષ ૨૧ એક હજાર વર્ષ ૨૨ સાતસો વર્ષ ૨૩ શીતેર વર્ષ ૨૪ બેંતાલીશ વર્ષ.

## ૧૫ દીક્ષા નગરી

૧ વિનીતા ૨ થી ૨૧ સુધી જન્મ નગરી ૨૨ દ્વારકા ૨૩-૨૫ જન્મ નગરી.

## ૧૬ દીક્ષા ગ્રહણ કર્યાનું સ્થળ

૧ સિદ્ધાર્થ વન ૨ સહસ્રાભ્રવન ૩ થી ૧૧ સહસ્રાભ્રવન ૧૨ વિહાર ગૃહ ૧૩-૧૪ સહસ્રાભ્રવન ૧૫ વપ્રકા ૧૬ થી ૧૯ સહસ્રાભ્રવન ૨૦ નીલગુહા ૨૧-૨૨ સહસ્રાભ્રવન ૨૩ આશ્રમપદ ૨૪ જ્ઞાતખંડ.

## ૧૭ દીક્ષા લીધાની વય

૧ થી ૧૧ પાછલી વય ૧૨ પ્રથમ વય ૧૩ થી ૧૮

પાછલી વય ૧૯ પ્રથમ વય ૨૦-૨૧ પાછલી વય ૨૨ -૨૩-૨૪ પ્રથમ વય.

## ૧૮ દિક્ષાનો સાથ

૧ ચાર હજાર ૨ થી ૧૧ એક હજાર ૧૨ છસો ૧૩ થી ૧૮ એક હજાર ૧૯ ત્રણસો ૨૦-૨૧-૨૨ એક હજાર ૨૩ ત્રણસો ૨૪ એકીલા.

## ૧૯ ભિક્ષા નગરી

૧ હસ્તીનાપુર ૨ અયોધ્યા ૩ શ્રાવસ્તી ૪ સાકેતપુર ૫ વિજયપુર ૬ બ્રહ્મસ્થળ ૭ પાટલી ખંડ ૮ પદ્મ ખંડ ૯ શ્વેતપુર ૧૦ રિષ્ટપુર ૧૧ સિદ્ધાર્થપુર ૧૨ મહાપુર ૧૩ ધાન્યકર ૧૪ વર્ધમાનપુર ૧૫ સૌમનસપુર ૧૬ મન્દિર ૧૭ ચક્રપુર ૧૮ રાયપુર ૧૯ મિથિલા ૨૦ રાજગૃહી ૨૧ વીરપુર ૨૨ દ્વારિકા ૨૩ કોપકટ ૨૪ કોલકગ્રામ.

## ૨૦ પ્રથમ ભિક્ષા દાયક

૧ શ્રેયાંસ ૨ બ્રહ્મદત્ત ૩ સુરિન્દધા ૪ ઈન્દ્રદત ૫ પદ્મ ૬ સોમદેવ ૭ માહેન્દ્ર ૮ સોમદ્રત ૯ પુષ્પદત

૧૦ પુનર્વસુ ૧૧ નંદ ૧૨ સુનંદ ૧૩ જય ૧૪ વિજય ૧૫ ધર્મસિંહ ૧૬ સુમિત્ર ૧૭ વર્ગસિંહ ૧૮ અપરાજીત ૧૯ વિશ્વસેન ૨૦ રૂષભસેન ૨૧ દિન્ન ૨૨ વરદત્ત ૨૩ ધન ૨૪ બહુલ.

## ૨૧ દીક્ષા લીધા પછી કેવળજ્ઞાન ઉપજ્યું તેનું આંતરૂં.

૧ એક હજાર વર્ષ ૨ બાર વર્ષ ૩ ચૌદ વર્ષ ૪ આઢાર વર્ષ ૫ વીશ વર્ષ ૬ છ માસ ૭ નવ માસ ૮ ત્રણ માસ ૯ ચાર માસ ૧૦ ત્રણ માસ ૧૧ બે માસ ૧૨ એક માસ ૧૩ બે માસ ૧૪ ત્રણ વર્ષ ૧૫ બે વર્ષ ૧૬ એક વર્ષ ૧૭ સોળ વર્ષ ૧૮ ત્રણ વર્ષ ૧૯ ત્રીજે પહોરે ૨૦ અગીયાર માસે ૨૧ નવ માસ ૨૨ ચોપન દિવસ ૨૩ ચોર્યાશી દીવસ ૨૪ સાડાબાર વરસ ને એક પખવાડીયું.

## ૨૨ કેવળજ્ઞાન ઉપજયાનું નક્ષત્ર

૧ ઉત્તરાષાઢા ૨ રોહિણી ૩ મૃગશિર ૪ અભિ-

જીત ૫ મઘા ૬ ચિત્રા ૭ વિશાખા ૮ અનુરાધા ૯ મૂળ ૧૦ પૂર્વાષાઢા ૧૧ શ્રવણુ ૧૨ શતભિષગ ૧૩ ઉત્તરા ભાદ્રપદ ૧૪ રેવતી ૧૫ પુષ્પ ૧૬ ભરણી ૧૭ કૃતિકા ૧૮ રેવતી ૧૯ અશ્વિની ૨૦ શ્રવણુ ૨૧ અશ્વિની ૨૨ ચિત્રા ૨૩ વિશાખા ૨૪ હુસ્તોત્તરા.

## ૨૩ શિબિકા ( પાલખી )

૧ સુદર્શના ૨ સુપ્રભા ૩ સિદ્ધાર્થા ૪ સુપ્રસિદ્ધા ૫ વિજયા ૬ વૈજયંતી ૭–૮ અપરાજિતા ૯ અરૂણુ પ્રભા ૧૦ ચંદ્રપ્રભા ૧૧ સૂર્યપ્રભા ૧૨ અગ્નિસપ્રભા ૧૩ વિમલા ૧૪ પંચવર્ણી ૧૫ સાગરદત્તા ૧૬ નાગદત્તા ૧૭ અભયંકરા ૧૮ નિવૃતિકરા ૧૯ મનોરમા ૨૦ મનોહુરા ૨૧ દેવકુરા ૨૨ ઉત્તરકુરા ૨૩ વિશાલા ૨૪ ચંદ્રપ્રભા.

## ૨૪ મુખ્ય શિષ્ય

૧ રૂષભસેન ૨ સિંહુસેન ૩ ચારૂરૂપ ૪ વજ્રનાભ ૫ ચમર ૬ સુવ્રત ( પ્રદ્યોતન ) ૭ વિદર્ભ ૮ દિન ૯

વારાહ ૧૦ આનંદ (પદ્મનંદી) ૧૧ ગોસ્તુભ (કૃતાર્થ) ૧૨ સુધર્મા (સુભૂમ) ૧૩ મંદર ૧૪ યશોધર ૧૫ અરિષ્ટ ૧૬ ચક્રાયુધ ૧૭ સમ્બ ૧૮ કુંભ ૧૯ અભિનય ૨૦ ઇંદ્રકુંભ ૨૧ શુભ ૨૨ વરદત્ત ૨૩ આર્યદિન્ન ૨૪ ઇંદ્રભૂતિ.

## ૨૫ મુખ્ય શિષ્યા

૧ બ્રાહ્મી ૨ ફલ્ગુની ૩ શ્યામા ૪ અજિતા ૫ કાસ્યપી ૬ રતી ૭ સોમા ૮ સુમના ૯ વારૂણી ૧૦ સુલસા ૧૧ ધારણી ૧૨ ધરણી ૧૩ ધરણી ધરા ૧૪ પદ્મા ૧૫ શિવા ૧૬ શ્રુતિ ૧૭ અંજુક (દામિની) ૧૮ ભાવિતાત્મા ૧૯ બંધુમતિ ૨૦ પુષ્પવતી ૨૧ અમિલા ૨૨ અક્ષિણી ૨૩ પુષ્પચુલા ૨૪ ચંદનબાળા.

## ૨૬ યતિ શિષ્યોના સંગ્રહનું પ્રમાણ

૧ ચોરાશી હજાર ૨ એક લાખ ૩ બે લાખ ૪ ત્રણ લાખ ૫ ત્રણ લાખ ને વીશ હજાર ૬ ત્રણ લાખ ને ત્રીશ હજાર ૭ ત્રણ લાખ ૮ અઢી લાખ ૯ બે

લાખ ૧૦ એક લાખ ૧૧ ચોરાશી હજાર ૧૨ બહોંતેર હજાર ૧૩ અડસઠ હજાર ૧૪ છાસઠ હજાર ૧૫ ચોસઠ હજાર ૧૬ બાસઠ હજાર ૧૭ સાઠ હજાર ૧૮ પચાસ હજાર ૧૯ ચાલીશ હજાર ૨૦ ત્રીશ હજાર ૨૧ વીશ હજાર ૨૨ અઢાર હજાર ૨૩ સોળ હજાર ૨૪ ચૌદ હજાર.

## ૨૭ આર્યાઓના સંગ્રહનું પ્રમાણ

૧ ત્રણ લાખ ૨ ત્રણ લાખ ને ત્રીશ હજાર ૩ ત્રણ લાખ ને છત્રીશ હજાર ૪ છ લાખ ને ત્રીશ હજાર ૫ પાંચ લાખ ને ત્રીશ હજાર ૬ ચાર લાખ ને વીશ હજાર ૭ ચાર લાખ ને ત્રીશ હજાર ૮ ત્રણ લાખ ને એંશી હજાર ૯ એક લાખ ને વીશ હજાર ૧૦ એક લાખ ને છ હજાર ૧૧ એક લાખ ને ત્રણ હજાર ૧૨ એક લાખ ૧૩ એક લાખ ને આઠસો ૧૪ બાસઠ હજાર ૧૫ બાસઠ હજાર ને ચારસો ૧૬ એકસઠ હજાર ને છસો ૧૭ સાઠ હજાર ને છસો ૧૮ સાઠ હજાર ૧૯ પંચાવન હજાર ૨૦ પચાસ હજાર

૨૧ એકતાલીસ હજાર ૨૨ ચાળીસ હજાર ૨૩ આડત્રીશ હજાર ૨૪ છત્રીશ હજાર.

## ૨૮ ગણુ

૧ ચોરાશી ૨ પંચાણું ૩ એકસો બે ૪ એકસો સોળ ૫ સો ૬ એકસો સાત ૭ પંચાણું ૮ ત્રાણું ૯ અઠાસી ૧૦ એકાશી ૧૧ બોંતેર ૧૨ છાસઠ ૧૩ સતાવન ૧૪ પચાસ ૧૫ ત્રેતાલીશ ૧૬ છત્રીશ ૧૭ પાંત્રીશ ૧૮ તેત્રીશ ૧૯ અઠાવીશ ૨૦ અઢાર ૨૧ સતર ૨૨ અગીયાર ૨૩ દસ ૨૪ નવ.

## ૨૯ ગણુધરો

ચોવીશમાં શ્રી વિર જીનેંદ્રને અગીયાર ગણુધરો બાકીનાઓના જેટલા ગણુ તેટલા ગણુધરો.

## ૩૦ યક્ષ

૧ ગોમુખ ૨ મહાયક્ષ ૩ ત્રિમુખ ૪ નાયક ૫ તુંભરૂ ૬ કુસમય ૭ માતંગ ૮ વિજય ૯ અજીત ૧૦

બ્રહ્મા ૧૧ જક્ષેટ ૧૨ કુમાર ૧૩ ષણ્મુખ ૧૪ પાતાળ ૧૫ કિન્નર ૧૬ ગરૂપ ૧૭ ગંધર્વ ૧૮ યક્ષેદ્ર ૧૯ કુબેર ૨૦ વરૂણ ૨૧ ભૃકુટી ૨૨ ગોમેધ ૨૩ પાર્શ્વ ૨૪ માતંગ.

## ૩૧ યક્ષણી

૧ ચક્રેશ્વરી ૨ અજીતબાલા ૩ રૂરીતારી ૪ કાલીકા ૫ મહાકાલી ૬ સ્યામા ૭ શાન્તા ૮ ભૃકુટી ૯ સુતારીકા ૧૦ અશોકા ૧૧ માનવી ૧૨ ચંડા ૧૩ વિદિતા ૧૪ અંકુશા ૧૫ કંદર્પ ૧૬ નિર્વાણી ૧૭ બલા ૧૮ ધણા ૧૯ ધરણપ્રિય ૨૦ નરદતા ૨૧ ગંધારી ૨૨ અંબીકા ૨૩ પદ્માવતી ૨૪ સિધ્ધાયીકા.

## ૩૨ ચૈત્ય વૃક્ષ

૧ જયગ્રોધ ૨ સપ્તપર્ણ ૩ શાલ વૃક્ષ ૪ પ્રિયાલુ ૫ પ્રિયંગુ ૬ છત્ર વૃક્ષ ૭ સરસ ૮ નાગ ૯ માલવી ૧૦ પીલુખ ૧૧ ટિંબરૂ ૧૨ પાડલ ૧૩ જમ્બુ ૧૪ પિપલ ૧૫ દધિપર્ણ ૧૬ નંદી વૃક્ષ ૧૭ તિલક ૧૮

આમ્ર ૧૯ અશોક ૨૦ ચંપા ૨૧ બકુલ ૨૨ વેસલ ૨૩ ધાતકી આવલા ૨૪ શાલિવૃક્ષ

## ૩૩ મોક્ષનો સાધુનો સંગાથ

૧ દસ હજાર ૨ થી ૫ એક હજાર ૬ તોંતેર ૭ પાંચસો ૮ થી ૧૧ એક હજાર ૧૨ છસો ૧૩ છસો ૧૪ સાતસો ૧૫ આઠસો ૧૬ નવસો ૧૭-૧૮ એક હજાર ૧૯ પાંચસો સાધુ પાંચસો સાધવી ૨૦-૨૧ એક હજાર ૨૨ પાંચસોછત્રીશ ૨૩ એક હજાર ૨૪ એકલા.

## ૩૪ ગુણ નિષ્પન નામ

૧ ચૌદ સ્વપ્નમાં પ્રથમ વૃષભ સ્વપ્ન દેખ્યું તથા વૃષભનું લંછન દેખ્યું તેથી રૂષભદેવ ૨ પાસા ખેલતાં હરવખત રાણીની જીત થવાથી અજીતનાથ ૩ દેશમાં ધાન્ય બહુ ઉત્પન્ન થયું તેથી સંભવનાથ ૪ ઈંદ્રોએ આવી વારંવાર માતા પિતાના અભિસ્તવન કર્યા તેથી અભિનંદન ૫ માતાની સુ-મત્તિ થઇ તેથી સુમતિનાથ

૬ પદ્મ કમળની શય્યા પર શયન કરવાનો દોહદ ઉત્પન્ન થવાથી પદ્મપ્રભ ૭ માતાના કરના સ્પર્ષથી રાજાની પાંસળીઓ સિધી થઇ તેથી સુપાર્શ્વનાથ ૮ ચંદ્રમા પીવાનો દોહદ ઉત્પન્ન થવાથી ચંદ્રપ્રભ ૯ માતાની સુ–બુદ્ધિ દેખીને તથા પુષ્પ સમાન દાંત દેખવાથી સુવિધિનાથ–પુષ્પદંત ૧૦ માતાના હાથના સ્પર્શથી રાજાનો દાહ જ્વરનો રોગ મટવાથી શીતળનાથ ૧૧ બહુ લોકનું શ્રેય કરવાથી તથા દેવાધિષ્ઠિત શૈયા ઉપર શયન કરવાથી શ્રેયાંસનાથ ૧૨ વાસુઇન્દ્રે (વસુ) દ્રવ્યની વૃષ્ટિ કરવાથી વાસૂપુજ્ય ૧૩ ગર્ભમાં આવતાં માતાનું શરીર નિર્મળ–રોગ રહીત થવાથી વિમળનાથ ૧૪ અનન્ત માળાનું સ્વપ્ન દેખવાથી અનંતનાથ ૧૫ માતાપિતાની ધર્મ ઉપર દૃઢ પ્રીતિ થવાથી ધર્મનાથ દેશમાં મારીનો રોગ શમવાથી શાન્તિનાથ. ૧૭ દુષ્મનોને કુંથુ વા સમ સુક્ષ્મ થયા જાણીને કુંથુનાથ ૧૮ માતાએ સ્વપ્નમાં રત્નમય આરા દેખ્યા તેથી અરનાથ ૧૯ ષડરૂતુના પુલોની માળાના સ્વપ્ન દેખવાથી મલ્લિનાથ

૨૦ બહુ બોલી માતા મૌન અને વ્રતાચરણ થવાથી મુનિસુવ્રત ૨૧ સર્વ વેરીઓ નમ્યા તેથી નમીનાથ, ૨૨ અરિષ્ટ રત્નની–ગાડાના ચક્રની–સ્વપ્નમાં દેખી તેથી રિષ્ટનેમી ૨૩ અંધકારમાં સ્વપ્ન પાસે જતાં દેખીને પાર્શ્વનાથ ૨૪ ધનધાન્યની વૃદ્ધિ દેખીને વર્ધમાન.

## ૩૫ આંતરા

પ્રથમ જીનેશ્વર રૂષભદેવ ભારત વર્ષની અંદર ત્રીજા આરાના પાછલા ભાગમાં ઉત્પન્ન થયા. રૂષભદેવ પછી પચાસ લાખ કોટી સાગરોપમ પછી અજીતનાથ થયા. તે પછી ત્રીસ કોટી સાગરોપમે સંભવનાથ થયા. તે પછી દસ લાખ કોટી સાગરોપમ વીત્યા પછી અભિનંદન થયા. પછી નવ લાખ કોટી સાગરોપમે સુમતિનાથ ઉત્પન્ન થયા. તે પછી નેવું હજાર કોટી સાગરોપમે પદ્મપ્રભુ થયા. પદ્મપ્રભુ પછી નવ હજાર કોટી સાગરોપમે સુપાર્શ્વનાથ થયા. તે પછી નવસો કોટી સાગરોપમે ચંદ્રપ્રભ થયા. તે પછી નેવું કોટી સાગરોપમે

પુષ્પદંત (સુવિધિનાથ) થયા. તે પછી નવ કોટી સાગરોપમે શીતળનાથ થયા. તે પછી એક કોટી સાગરોપમમાં સો સાગરોપમ છાસઠ લાખ છવીશ હજાર ન્યુન વર્ષે શ્રેયાંસનાથ થયા. શ્રેયાંસનાથ પછી ચોપન સાગરોપમે વાસુપૂજ્ય થયા. તે પછી ત્રીશ સાગરોપમે વિમળનાથ થયા. તે પછી નવ સાગરોપમે અનંતનાથ થયા. પછી ચાર સાગરોપમે ધર્મનાથ થયા. ધર્મનાથ પછી એક પલ્યોપમનાચારી આ ત્રણ ભાગ-ન્યૂન ત્રણ સાગરોપમમાં શાન્તિનાથ થયા. તે પછી અર્ધપલ્યોપમે કુંથુનાથ થયા. તે પછી પલ્યોપમના ચોથા ભાગમાં એક હજાર કોટી વર્ષ નુન્ય કાળે અરનાથ થયા. તે પછી એક હજાર કોટી વર્ષે મલ્લિ-નાથ થયા. મલ્લીનાથ પછી ચોપન લાખ વર્ષે મુનિસુ-વ્રત થયા. તે પછી છ લાખ વર્ષે નમીનાથ થયા. પછી પાંચ લાખ વર્ષે નેમીનાથ થયા. તે પછી ત્યાસી હજાર સાતસો પચાસ વર્ષે પાર્શ્વનાથ થયા. તે પછી અઢીસો વર્ષે વર્દ્ધમાન (મહાવીર) સ્વામી ઉત્પન્ન થયા.

## ૩૬ વિશેષ હકીકત

૧ શ્રી રૂષભદેવને પુરિમતાલ નગરના શકટ મુખ ઉધાનમાં, શ્રી મહાવીર સ્વામીને રૂજુવાલુકા નદીના કાંઠે, અને બાકીનાઓને જે ઉધાનોમાં દીક્ષા લીધી તે ઉધાનોમાં કેવળ જ્ઞાન ઉત્પન્ન થયું.

૨ પાર્શ્વનાથ, રૂષભદેવ, મલ્લીનાથ અને અરિષ્ટનેમીને અષ્ટમ ભકતના અંતે, વાસુપૂજ્યને ચોથ ભક્તના અન્તે અને બાકીનાઓને છઠ્ઠ ભકતના અંતે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

૩ તીર્થંકરો વરસીદાન સુર્યોદયથી આરંભીને પ્રાતઃકાળના ભોજનના વખત સુધીમાં દાન આપે છે, તે એક ક્રોડ અને સંપૂર્ણ આઠ લાખ સુવર્ણ (સોનૈયા) નું દાન હરરોજ આપશે. એક સંવત્સરમાં ત્રણસો અઠ્યાસી ક્રોડ અને એંસી લાખ સોનૈયાનું દાન અપાય છે.

૪ બધાય તીર્થંકરો સ્વયંબુધ છે. (પણ લોકાન્તિક દેવોથી બોધિત છે, કેમકે તેવો તેનો આચાર છે.)

૫ ચોવીશે જીનો (તીર્થંકરો) એક વસ્ત્રથી નીકળ્યા હતા.

૬ બધા તીર્થંકરો તીર્થંકર લિંગેજ દીક્ષા પામ્યા હતા.

૭ પહેલાં અને છેલ્લાં જિનને પાંચ મહાવ્રત હતાં; બાકીનાઓને ચાર મહાવ્રત હતાં.

॥ ઇતિ શ્રી ચોવીશ તીર્થંકરોની હકીકત સમાપ્ત ॥

॥ ઇતિ શ્રી રત્નબિંદુ ૬ ઠું સમાપ્ત ॥



# રસ બિન્દુ ૭ મું

## વિવિધ વિષય

### ૧ શ્લોક

શ્રુયતા ધર્મ સર્વસ્વ, શ્રુત્વા ચૈવ ધારયેત ।
આત્મનઃ પ્રતિકુલાનિ, પરેષાં ન સમાચરેત ॥

અર્થઃ–ધર્મનું સર્વસ્વ–સારભૂત રહસ્યનું તમે શ્રવણ કરો અને ધારણ કરો કે જે આપણને ભુંડું (પ્રતિકુળ) માલમ પડે છે તે તમો બીજાની પ્રત્યે ન કરો (કેમકે જે તમને પ્રતિકુળ છે તે બીજાને અનુકુળ ક્યાંથી થાય ?)

### ૨ દોહો

દેતે ગાલી એક હૈ, પલટે ગાલી અનેક;
જો ગાલી દેવે નહીં, તો રહતી એકકી એક.

## ૩ દોહો

સીધા સદ્દાહી મોક્ષ દે, ઉલટી દુર્ગતિ દેખ;
અક્ષર તીનકો ઓલખો, દો લઘુ ગુરૂ એક.—સમતા

## ૪ દોહરા

બુરા બુરા સબકો કહે, બુરા ન દીસે કોય,
જો ઘટ ઓછું આપના, તો મુજ સમ બુરા ન કોય;
બુરા બુરા સબ તુઝ કહે, તૂં ભલા કર માન,
બૂરા મીઠા હોત હૈ, સબ બનતે પકવાન.

## ૫ ગાથા

વિણઓ જિણસાસન મૂલો, વિણઓ નિવ્વાણ સહઓ।
વિણઓ વીથ મુક્કસ, કઓ ધમ્મો કઓ તવો ।.૧॥

અર્થ:—જિનશાશનનું મૂલ વિનય છે અને તે મોક્ષપંથમાં સહાય છે. જયાં વિનય નથી ત્યાં તપ સંયમ ગણત્રીમાં નથી.

૬ દોહા

આપા જહાં હૈ આપદા ચિન્ત જહાં હૈ શોગ,
જ્ઞાન વિના યહુ નહીં મિટે, જાલમ મોટે રોગ.

૭ શ્લોક

માહોહુ સુઅગ્ગાહી, મા પત્તિહુ જં ન દિટ્ઠિપચ્ચકખં।
પચ્ચક્ખે વિ હુ દિટ્ઠે, જુત્તા જુત્તં વિયારિજ્જા ॥

અર્થઃ—સાંભળવા માત્રથીજ સત્ય માનનાર થવું નહી, જે દ્રષ્ટિને પ્રત્યક્ષ થયું ન હોય તેના ઉપર વિશ્વાસ રાખવો નહીં, પ્રત્યક્ષ જોયું હોય તોપણ યુક્ત અને અયુક્તનો વિચાર કરવો.

૮ શ્લોક

દન્તિ દન્તા વિવોચ્ચાનાં, ગીર્નિર્ગત્ય ન યાવિશેત્ ।
કુર્મ ગ્રીવેવ નીચાનાં, નિર્ગતાઽપિ વિશેત્ પુનઃ ॥

અર્થઃ—ઉત્તમ પુરૂષોની વાણી હાથીના દાંતોની જેમ

બહાર નીકળ્યા પછી અંદર પેસતી નથી, અને નીચ મનુષ્યોની વાણી કાચબાની ચીવાની જેમ બહાર નીકળીને પણ ફરીથી અંદર પેસી જાય છે.

૯ શ્લોક

ધનાગં પરિવારાદ્યં, સર્વમેવ વિનશ્યતિ ।
દાનેન જનિતા લોકે, કીર્તિ રે કૈવ તિષ્ઠતિ ॥

અર્થ:-ધન, શરીર, પરિવાર, વિગેરે સર્વ નાશ પામે છે, પરંતુ દાન વડે લોકમાં ઉત્પન્ન થયેલી એક કીર્તિજ સ્થિર રહે છે.

૧૦ શ્લોક

રૂપ યૌવન સંપન્ના, વિશાલ કુલ સંભવાઃ ।
વિદ્યા હીના ન શોભન્તે, નિર્ગન્ધા ઇવ કિંશુકા ॥

અર્થ—રૂપ અને યુવાવસ્થા સહિત હોય, તથા ઉંચ કુળમાં ઉત્પન્ન થયેલ હોય, તેવા પુરૂષો પણ

જો વિદ્યાહીન હોય તો તે સુગંધ રહિત કેસુડાના પુષ્પોની જેમ શોભતા નથી.

## ૧૧ શ્લોક

નિરીહસ્ય નિધાનાનિ, પ્રકાશયતિ કાશ્યપી ।
અંગોપાંગાનિ બાલાના, ન ગોપયતિ કામિની ॥

અર્થ–નિસ્પૃહ મનુષ્યની પાસે પૃથ્વી પોતાની અંદર રહેલાં ગુપ્ત નિધાનોને પ્રગટ કરે છે, કેમકે બાળકો (કામના નિસ્પૃહ છે તેથી તેમની) પાસે સ્ત્રી પોતાના અંગોપાંગને ગોપવતી નથી–ઢાંકતી નથી.

## ૧૨ શ્લોક

પ્રસ્તાવે ભાષિતં વાક્યં, પ્રસ્તાવે શસ્ત્ર મગિ નામ્ ।
પ્રસ્તાવે વૃષ્ટિ રલ્પાઽપિ, ભવેત્ કોટિ ફલપ્રદા ॥

અર્થ–અવસરે કહેલું વચન, અવસરે વાપરેલું શસ્ત્ર, અને અવસરે થયેલી થોડી પણ વૃષ્ટિ પ્રાણીઓને કરોડ ગણું ફળ આપનાર થાય છે.

## ૧૩ શ્લોક

પદે પદે નિધાનાનિ, યોજને રસ કુપિકા ।
ભાગ્યહીના ન પશ્યન્તિ, બહુ રત્ના વસુંધરા ॥

અર્થ—પૃથ્વી પર પગલે પગલે (ઠેકાણે ઠેકાણે) નિધાનો હોય છે, અને યોજન યોજનને છેટે રસ કૂપીકા હોય છે, એ રીતે પૃથ્વી પર ઘણાં રત્નો હોય છે પરંતુ ભાગ્યહીન પુરૂષો તેને જોઇ શકતા નથી.

## ૧૪ શ્લોક

નિર્દયત્વ મહંકાર-સ્તૃષ્ણા કર્કશ ભાષણમ ।
નીચ પાત્ર પ્રિય ત્વચં, પચ્ચ શ્રી સહચારિણં ॥

અર્થ—નિર્દયતાં, અહંકાર, લોભ, કઠોર ભાષણ અને નીચ પાત્રને વિષે પ્રીતિ; આ પાંચ લક્ષ્મીના સહચારી છે. (જ્યાં લક્ષ્મી હોય ત્યાં આ પાંચ દોષ હોય છે.)

ઘરને આંગણે સાધર્મિક પ્રાપ્ત થાય ત્યારે તેને જોઈને જેને સ્નેહ ઉત્પન્ન ન થાય, તો તેના સમક્તિમાંજ સંદેહ છે. એમ જિન શાશનમાં કહ્યું છે.

૧૬

સ્તુતિ (પ્રશંશા) રૂપી કન્યાને અસત્પુરૂષો પસંદ પડતા નથી, અને સત્પુરૂષોને એ પ્રશંશા રૂપી કન્યાજ રૂચતી નથી; તેથી હજુ સુધી તે કુંવારીજ રહી છે.

૧૭

સહા દુર્ગમ એવી લંકા નગરી જીતવી છે, સમુદ્રને ચરણથી તરવો છે, રાવણ જેવો શત્રુ છે, અને રણ-સંગ્રામમાં વાંદરાઓજ સહાયભુત છે; તો પણ રામે યુધ્ધમાં સમગ્ર રાક્ષસ કુળનો નાશ કર્યો. તેથી જણાય છે કે–મહાપુરૂષોના સત્ત્વમાંજ ક્રિયાની સિદ્ધિ રહી છે, પણ બાહ્ય સહાય વિગેરે ઉપકરણમાં કાર્યની સિદ્ધિ રહી નથી.

૧૮

દૈવ (નસીબ) ક્રોધ પામે છે ત્યારે તે કાંઈ લાત વડે કોઇ પ્રાણીને મારતો નથી, પરંતુ તે પ્રાણીને એવી દુર્મતિ–કુબુદ્ધિ આપે છે કે જેથી તેનું કાર્ય વિનાશ પામે છે. વિનાશકાળે વિપરિત બુધ્ધિ.

૧૯

નિર્મળને વિષે જે મલિનતા હોય તેજ અપકીર્તિનું કારણ છે, પણ મલિનને વિષે મલિનતા હોય તે કાંઇ અપકીર્તિનું કારણ નથી. જેમકે ઉજ્વળચંદ્ર અલ્પ મલિનતાને લીધેજ કલંકી કહેવાય છે, પણ કેવળ મલિન એવો અંજનગિરિ કલંકી કહેવાતો નથી.

૨૦

મનુષ્યનો અલંકાર લક્ષ્મી છે, અને લક્ષ્મીનો

અલંકાર દાન છે. તે જો પાત્રને વિષે અપાયું હોય તો તે અનંત ફળને આપનારૂં થાય છે.

૨૧ શ્લોક

ભોઅણુ સમએ સયણે, વિબોહણે પવસણે ભયે વસણે।
પંચ નમુક્કારં ખલુ, સુમરિજ્જા સવ્વ કાલં પિ ॥

અર્થ:—ભોજનને સમયે, સુતી વખતે, જાગતી વખતે, પરદેશ જતી વખતે, ભયને વખતે, અને કષ્ટને વખતે, સર્વ કાળે પંચ નમસ્કારનું સ્મરણ કરવું.

૨૨

જો સત્ય સુખનો ખપ કરો તો રત્ન છે એ નિજ મંહી,
મુરખા ખરેખર જે ભમે છે જગતમાં આશાવહી;
નથી વિશ્વ વિશાળે તે પડયું કે હાથ લાગે તેમને,
આનંદ સ્થળ છે આત્મ આપતણો ગણો આ જગ-રણે.

૨૩

**મા સુઅહ જગ્ગિઅવ્વે, પલાઇઅવ્વંમિ કીસ વિસમેહ ।**
**તિન્નિ જણા અણુલગ્ગા, રોગો અજરા અમચ્ચુઅ ॥**

અર્થ:-ચેતન! આ જાગવાની જગાએ સૂઈ ન જા! અને આ નાસવાનીજ જગાએ વિશ્રામ ન કર! (જોતો ખરો કે) રોગ, જરા અને મૃત્યુ એ ત્રણ તારી પૂંઠે પડ્યા છે.

૨૪

કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ
ભવે ખેદ, અંતર દયા, તેનો મોક્ષે વાસ.

૨૫

જ્ઞાની ત્યાગભાવથી વસ્તુને છોડે છે; વસ્તુ અજ્ઞાનીને તજીને ચાલી જાય છે. ત્યાગ બન્નેમાં છે, પણ ત્યાગ ત્યાગમાં ફેર.

૨૬

શ્રી મહાવીર પ્રભુ કહે છે હે ગૌતમ ! અમારાં જ્ઞાન અને સંયમ જગતને લૂખાં લાગશે; કેમકે જગતના જીવો રાગ અને દ્વેષથી પોષયલા છે.

૨૭

સાચો શ્રાવક તે કહેવાય કે જેની સમાજમાં અવળાઇની છાપ ન હોય, અને જેની સજ્જનતાની સુગંધ સમાજના હૃદયમાં પ્રસરી રહે.

॥ ઇતિ શ્રી રસ બિન્દુ ૭ મું સમાપ્ત ॥

ઇતિ શ્રી રસ કુંપીકા સંપૂર્ણ



# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૩ | ૧ | મણુસા | મણુસા |
| ૧૩ | ૧૫ | મુખ | મુકખ |
| ૧૪ | ૧૬ | રપણુકે | રપણુડે |
| ૧૬ | ૨ | ભારણુ | ભારણુ |
| ૨૩ | ૨ | અત્તકે | અત્તડે |
| ૨૪ | ૧૨ | નિકુયં | નિડુયં |
| ૩૧ | ૩ | અમોદા | અમોડા |
| ૩૨ | ૭ | તાણુાં | તાણું |
| ૩૬ | ૨ | સુડાયણુ | સુડાણુય |
| ૩૭ | ૮ | મદ | મડ |
| ૪૨ | ૨ | સહેતું | સહેઉં |
| ૪૨ | ૧૨ | પરાણુગ્ગાદ | પરાણુગ્ગાડ |
| ૪૩ | ૧૬ | સુદમાવિ | સુડમાવિ |

| | | | |
|---|---|---|---|
| ૪૪ | ૧ | તિત્થપરણા | તિત્થયરણા |
| ૪૪ | ૨ | હઉત્તિ | હુઉત્તિ |
| ૪૫ | ૨ | તિત્થપર | તિત્થયર |
| ૪૯ | ૧ | અહોભાગ્ય ! | અહોભવ્ય ! |
| ૪૯ | ૧૬ | (એમ બોલું છું પછી) | એમ પરૂપુ છું, કે |
| ૫૨ | ૮ | મિતિકખએ | તિતિકખએ |
| ૫૬ | ૯ | પાતાલંકથન્ | પાતાલંકલયન |
| ૫૭ | ૩ | હુસ્તસ્યો | હુસ્તયો |
| ૫૮ | ૧ | હોંકાર | ૐકાર |
| ૫૮ | ૧૫ | સાંગણે | આંગણે |
| ૫૯ | ૧૪ | રૂપ | રૂપે |
| ૬૭ | ૧૫ | મુખચંદ | મુખચંદ્ર |
| ૭૭ | ૧૧ | સ્વગંભૂ | સ્વયંભૂ |
| ૮૪ | ૪ | ણુણુધરે | ગણુધરે |
| ૯૦ | ૫ | છેયે | છએ |
| ૧૦૦ | ૧૨ | “તેણુ” | “તેહ” |
| ૧૦૧ | ૨ | અઇ | અહુ |

| | | | |
|---|---|---|---|
| ૧૦૧ | ૧૩ | સંપાહન | સંપાદન |
| ૧૦૫ | | | કડી ૩-૪-૫-૬ ૭-૮-૯ માં ટેક 'કસ્તુરી' વાંચવી. |
| ૧૦૭ | ૧૫ | અવતણો | શીવતણો |
| ૧૧૧ | ૧૭ | બ.ળ | બાઈ |
| ૧૨૫ | ૧૪ | મુનિસુદ્રત | મુનિસુવ્રત |
| ૧૨૭ | ૪ | વનીલા | વનીતા |
| ૧૪૫ | ૨ | દેવો[illegible] | દેવોથી |
| ૧૪૭ | ૨ | સદાહી | સહાહી |
| ૧૪૭ | ૬ | ચોખ્ખું | સોધું |



# અમોએ પ્રસિદ્ધ કરેલ પુસ્તકો.



મણકો ૧ લો. સોનેરી ખજાનો.

૨ સફળધંધો ( સીલીક નથી ).

૩ છકાયનાબોલ ( ,, ).

૪ શ્રી જિનેંદ્ર પંચ્ચ કલ્યાણીક.

૫ સાસરે વિદાય થતી પૂત્રીને સોને શીખામણ.

૬ અણમોલ મોતી યાને સામાયિકસૂત્ર

૭ ( આ ) રસકુંપીકા.

સિવાય— ગુણવંતીગૌરી, ચંપકબાળા, તરંગાવળી, સાલમુબારક.

આ પુસ્તકો સીલીક હશે ત્યાં સુધી ટ' ખરચ મોકલવાથી મોકલી આપીશું.

વીરચંદ લાલચંદ શા